# નાસમજ નાદાન

પોતાના કમજોર પગલાંની
કુમકપર કુદવાનો
અંત બતાવતી
બોધદાયક વાર્તા.

પ્રગટ કર્તા:—

રતનલાલ એન્ડ કું. અગાશીઆ.

ઠે. "વાર્તા વિભાગ" ઓફીસ,

ક્રાફરડ માર્કેટ મુંબઈ.

વાર્તા વિભાગ પુસ્તક ૮૬ મું.

કીમત.....બે.....આના.

# નાસમજ નાદાન

પોતાના કમજોર પગલાંની કુમકપર કુદવાનો
અંત બતાવતી બોધદાયક વાર્તા.

લખનારઃ—કેકી ફરામજી કૉન્ટ્રેકટર.
એરચ અરદેશર મિસ્ત્રી. (ફતેહ)

"વાર્તાવિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબઇ, ૧.

---

## પ્રકરણ—૧ લું.

"નિચ, મને તારાથી એવી ઉમ્મેદ સ્વપ્ને બી નહિં હતી." આ શબ્દો જહાંગીર જસાંવાલાના નાનકડા ઘેરમાં આવેલો તેનો દોસ્ત શાવક શેઠના ક્રોધ અને ગુસ્સાથી ગર્જના કરતો બોલી ઉઠયો.

તે સાંભળી જહાંગીર શેરની મિસાલ ઉશ્કેરાઇને બોલ્યો. "ચંડાળ, હવે તારૂં મોહનું બંધ કર, તું ઘણું બોલી ચુકયોછ, તેં મારી ઇજ્જત પર જુઠો હુમલો કીધોચ; પણ યાદ રાખજે કે જે દહાડે તું ખરી વીગતથી વાકેફ થશે તે વખતે જરૂર પસ્તાશે."

"પસ્તાવો પાપીને થાયછ ભોળાનાથ! તારા આય ભેદ ભર્યા શબ્દો શાવકને ગફલતની ગારમાં ગબડાવનાર નથી."

આ ભૂલ ભરેલાં સખુનો સાંભળી જહાંગીર શાવકને સચ્ચાઇની રાહ પર ખેંચતો બોલ્યો. "શાવક, હજુન બી તું ભુલ કરી રહયોછ."

"બીલકુલ નહિં; દગાબાજ, તે દહાડે જે મેં મારી નજરે જોયું તે ખુદા દુશ્મનને બી નહિં દેખાડે. મને શું ખબર હતી, કે જેણે હું મારો સાચ્ચો સાથી સમજી રહયોછ તેજ મ્હારા અરમાનોનું ખૂન કરવા તરસી

રહયોછ. હું નહિં જાણતો તો,—કે જેને હું મારો દોસ્ત ગણી રહયોછ તેજ મારો દગાબાજ દુશ્મન બની રહયોછ."

"ઓ ખોદાય કેવું જુઠું તર્કત ?" નામોશી ભરી જુઠ્ઠાં તોહમતથી જહાંગીર કમકમી ઉઠતાં બોલ્યો, કે તુરત શાવક તેને ડોળા ધુરકતો ગુસ્સાથી બોલ્યો.

"પાપી, તારા પાપો પર પરદો પાડવા ખોદાયને શું કામ સાક્ષી રાખેચ ? તારા દિલને પુછ કે તે દહાડે તું તેણીનો હાથ તારા નાપાક હાથોમાં ધરી પ્યાર અને મોહબતની વાતો નહિં કરી રહયો હતો ? તારા મનને પુંછ કે તેજ વખતે તું મારાથી છુપા છુપા ઍપોઇન્ટમેન્ટસ તેણીને નહિં આપી રહયો હતો ? તારા અંતઃકરણને પુછ કે તે એકાંત ઘડીએ તું તેણી સાથે શું શું કરી રહયો હતો ?"

'હું ફક્ત તેણી સાથે એક ખરા ભઇ તરીકે વર્તી રહયો હતો," એટલું બોલી ક્રોધ ને ધિક્કારથી શાવક સામે જોતો આગળ વધ્યો. "પણ પાપી તે વખતે તારી અદેખાઇમાં આંધળી બનેલી આંખો, ભાઇ બ્હેનનો પવિત્ર પ્યાર પારખી શકી નહિ."

"રહેવા દે હવે તારી સચ્ચાઇની ફીલસુફીઓ, હું કંઇ તારી જુઠ્ઠી ડંફાસ પર લોભાઇને તારૂં કહ્યું ખરૂં માનવાનો નથી. જે હું મારી નજરે જોઇ ચુકયોછ તે હવે જીંદગી ભર ભુલવાનો નથી."

દોસ્તી લુજીબી જારી રાખવાની ખાહેશથી, જહાંગીર ફરી એકવાર તેને સમજાવતો બોલ્યો. "જો શાવક લુજીનબી હું તુને કેહુંચ કે મારૂં કહ્યું ખરૂં માન. હું બેગુન્હા છું; બે કસુર છું. મેં તેણીની સાથે કોઇ એવું બુરૂં વર્તન કીધું નથી ને કરવા ચાહતોબી નથી. હવેથી ન તો હું તેણીને મળશ કે ન તેણી સાથે વાત કરશ." શાવકને ધિક્કારથી મોંહનું બીજી તરફ ફેરવતો જોઇ, જહાંગીર તે બાજુ જઇ કરગરીને આજીજી કરતો આગળ વધ્યો. "જો આટલું કહ્યું માનીજા. એક ઔરતને ખાતર એટલો શકીલો ના થા."

"હવે માનવા યા મનાવ્યાથી કંઇ વળવાનું નથી. જે આગની ચિંગારી તેં ત્હારેજ હાથે મુકીચ, તો તેને પુરેપુરી ભડકું લઇ સળગવા દે, તેમાંજ તારી ને મારી ભલાઇ છે."

આ સખુનો સાંભળતાંજ જહાંગીર ગભરાટથી ડોળા ચઢાવતો બોલ્યો. "શાવક આ.ય તો ખુલ્લી દુશ્મનાઈ છે."

"બરાબર છે. આજથી તું મારો દોસ્ત નહિ બલ્કે દુશ્મનજ છે. આજથી તારી ને મારી દોસ્તી સદાની તુટેલી જાણજે, આજથી તારે ને મારે વાસ્તે ઝીણીનો માર્ગ હંમેશનો મોકળો છે, જેને અજમાયશ કરવી હોય તો જીવન શેતરંજ પર પ્રેમના પાસા ફેંકી કરી જોય." એટલું બોલી તે ગુસ્સાથી વર્ષોના વહાલા દોસ્તનું ઘેર એક નાચિજ ઔરતને ખાતર સદાબરૂં છોડી ગયો.

તેના જવા પછી જહાંગીર ખુરશી પર બેસતાં સામી ટેબલ ઉપર બેઉ હાથની કોણી ટેકવી પોતાનું માથું પકડી ઉંડા વિચારમાં ગરકાવ થયો. આ વખતે ત્યાં તેના સિવાય કોઈ નહિ હતું. આ એકાંત ઘડીએ જહાંગીરના ભેજામાં જુદી જુદી જાતના અનેક વિચારો વાયુ વેગે દોડવા લાગા. તે પોતાને નિર્દોષ માનતો હતો છતાં તેને ઉપલાં નામોશી ભર્યા તોહમતની વક્કો શાવક જેવા જાની દોસ્તથી નહિ રાખી હતી. આ અણધાર્યું અપમાન જહાંગીરને વધું ને વધું ગુંચવાડામાં નાખતું હતું. તે હમણાં શું કરી રહ્યો હતો તેની તેને સુદ્ધિ રહી ન હતી; તેણે હવે શું કરવાનું હતું તે તેને સુજતું ન હતું. હજારો ઉથલ પાથલ વિચારોમાં તેનું મગજ દરિયાના ઉછળતાં તરંગોની માફક ઉછળ્યું ને મન સાથે ખામોશીથી પાગલની અદાથી સવાલ કરતું કે કેવું સુખી સંજોગ આવે જો ઝીણી હા કહે, ને શાવક જેવા સખ્ત શત્રુ તેણીના પ્યારના ક્ષેત્રમાંથી હટી જાય, તો કેટલી નચિંતાઇને આશાનીથી તેણી તે જીતી શકે! પણ તેમ કરવાને તેનું મન માનતું ન હતું; કારણ કે તે દોસ્તની દિલદારને પોતાની બ્હેન સમજતો હતો; ત્યારે તેજ દોસ્ત તેના પર જુઠું નામોશી ભર્યું તોહમત લગાડી બદનામ કરી રહ્યો હતો. આ બંન્ને બાજુથી બધાયલો જહાંગીર સોંચવા લાગો. જો તે ઝીણીને જીતવાની કોશેષ કરે તો દોસ્ત સાથે દગો રમ્યો કહેવાય, અને જો તેમ તે નહિ કરે તો પોતાને થયલાં ફોકટના અપમાનથી મિત્ર-મંડળમાં નીચું જોવું પડે. આ બે ગુંચવણ ભર્યા સવાલો સાથે જહાંગીરને જબરી લડત લડવી પડી. છેવટે તે શાવકની 'ચેલેંજ' ઉચકવાનો મક્કમ ઠેડાવ કરતાં પાગલની માફક પોતાના મન સાથે બડબડી ઉઠયો. "બચ્ચા શાવક! હવેથી તું જહાંગીરના કાતિલ કિનાથી સંભાળજે, જે જહાંગીર અત્યાર સુધી હું તને ભાઈને ઝીણી ને બ્હેન માનતો હતો, તો હવેથી તુંને કટ્ટો દુશ્મનને

તેણીને દિલદાર માનશે અપમાનની આગમાં જળતો તે 'નાસમજ નાદાન' આગળ પાછળનો કશો પણ ખ્યાલ કર્યા વગર સડસડાત બોલી, કોટના ગજવામાંથી એક સુંદર સુંદરીનો ફોટો ખેંચી કહાડી, તેના પર તુચ્છકારની હંસી સાથે એક નજર ફેંકી, પાછો ગજવાને સ્વાધીન કરી બારણે તાળું મારી સોપારી બાગથી પરેલ ગમી ચાલતો થયો...તે ફોટો કોણનો હતો ? ને તે હમણા તેને કયાં લઇ જતો હતો ? તેની સાથે તેને હાલ શું કામ હતું ? તે હાલ તુરત આપણે જાણવાનો કોઈ હક્ક નથી, વાસ્તે વાંચક તું હમણા મારી સાથે ચાલ આપણે છુંપાઇને જરા મિસ ઝીણી મિસ્ત્રીનો તમાશો જોઇએ.



## પ્રકરણ—૨ જું.

અરરરર અહિંયા તો ધુમ ધડાકા છે સંભાળજે, કંઇ છુપાઇ ને જોતાં આ છેડાયલી છછુંદરના હાથથી છુટેલું કપ તારા નાઝુક માથાની ખબર નહિ લેય ! "અરેરે, આય પોરી તો બિલકુલ પવન મુંર્છ." મરીન લાઇન્સ પર આવેલા ફરદુનજી મીસ્ત્રીના નાનકડા બંગલાના બવરચીખાનામાં બુઢ્ઢી આયા છુટેલા પ્યાલાથી પગ બચાવતી ઉપલા શબ્દો છેડાઇને બોલી તે સાંભળી ઘેરની માલકણ પીરોજબાઈ બોલતાં બોલતાં આગળે ઓરડેથી દોડી આવ્યા. "ઓ મરેરે રંડ તું આજે તુંને થઇ શું આયુંછ ? બધું ભાંગતોડ શાનું કરી મરેછ ?"

"હું એમજ કરવાની !" એક આંગળીથી ઇશારો કરતી નખરાથી નાચતી તે નખરાળી નાઝનીન મીસ ઝીણી એટલું બોલી વધાર્યું, મને આજે રોકી કાંય ? શું કામ બાવાને મોટર લઇ જવા દીધી ? તમે જાણતા તો હતાં કે હું આજે મારી ફ્રેન્ડસો સાથે શોપીગે જવાની હતી." એમ બોલતાંજ નાઝુક હાથ કમ્મરે ટેકવી મોહડેથી મવાલીઓની માફક સીટી મારવા લાગી.

"ઘરી પરેરે તું ફરવાની જતી, મારૂં બધું માથું ભેજું ખાઈ ગઈ, પીરોજબાઇ ખીજવાઇને કટકા મોઢી પોતાના ઓરડા તરફ બડબડતા ચાલી ગીયા.

એણે તો કચડાતા કુતરાની માફક ચીચવાટ કરવા માંડયો, આવી બન્યું, આયાના હાથમાંથી પોપટજીનો પેનો છટકયો, તેવીજ ઝીણી હસ્તી હસ્તી મોંહનું પકડી બહાર નાસી જતાં સામેથી આવતી પોતાની સહીઓ સાથે અથડાઇ પડી.

"ઓ માયરે હું બિહધી."

"અરે આસ્તે બોલી મરની, આજે મંમાની સ્ટીમ જરા ૧૫૦ં ચઢેલી તેથી તમે લોકો હમણાં બાગમાંજ ઉભાં રહેવ હું તાંજ આઉંછ. એટલું કહી તેણી કુદતી કુદતી બેઠીંગ રૂમમાં આસ્તેસે જઇ ઇઝીચેર પર બેઠેલી માદરને એક કિસ કરતી બોલી. "મંમા હું જાઉંચ."

"જા રાંડ પટ" આરામ ખુરસી પરથી છેડાઇને ઉઠતાં પીરોજબાઇ બોલ્યાં, તેવીજ તેણી બિલાડીની માફક ટેબલ પર મુકેલો પોતાનો હેન્ડ પર્સ, લઇ રાંધણી આગળથી દોડ તેવીજ બુઢ્ઢી આયા તુકાજાથી 'હલી રે જીની' કહી બોલી, તેવીજ તેણી અટકી કે તરતજ પેલી બુઢ્ઢી દદા આજુબાજુ જોઈ તેણીના હાથમાં એક બંધ ઍનવૅલપ મુક્તી ધીમા હલકે બોલી. 'સાવક શેઠે આય ચીઠી સવારના કોઇ રામા પાસે મોકલાવીચ ને કેવાડીયુંચ કે ઘણી જરૂરી છે.' ઝીણી તે ચીઠ્ઠીને તેટલીજ ઝડપથી પર્સમાં મુકતાં તેમાંથી ચાર આની કહાડી લાલચુ બદમાશ આયાના હાથમાં સેરવી, રાંધણીના પાછલા ભાગ તરફ જઇ એમ તેમ જોઇ પેલું પરબીડું ખોલી ઇન્તેઝારીથી અંદરની ચીઠ્ઠી વાંચવા લાગી.

"કેમ, તું હીયાં શુ કરેછ ?' ડબ્બામાંના ભુતની માફક તેણીનો પીતા સદરા લેંગા ભર સામો આવતો બોલ્યો કે તરતજ તેણી તાઅજુબ થઇ, સવાલ પર સવાલ કીધો.

"પણ પપા તમે હિયાં કેમ ?"

"શુઉઉઉઉઉ આસ્તે બોલ, એ બધી તારી માયની મેહરબાની છે."

"તારે તમે બહાર નહિં ગેયલાં ?' "કાંહ ભસ્તાંમાં ? તે રાંડે મને અહિંયાં ગોંધીયોં, હસેછ શું ઉખરા જેવી ? એ બધી તારી મોહકાણ છે જો હું એમ રોજ મોટર લઇ ભટકતે નહિ તો......

'હુંઅઅ, હું હમણાજ જઇ મંમાની ખબર લેઉંચ.' ઝીણી હોઠ કરડી તચાકડી ફોડતી બોલી, જે સમજી ડોસાજી ગભરઇને તેણીને સમજાવતાં બોલ્યા 'અરે નહિં નહિં દિકરા તું ભાડેની મોટર કરી લેજે. પણ આમ

ચીઠ્ઠી શું છે ?' તે ચીઠ્ઠી બેધડક તે બુઝર્ગ હાથને સપુર્દ થઇ. જેને તે ડોસાજીએ મનમાં ઝડપથી વાંચવા માંડી.

---

વહાલી ઝીણી,

જત તુંને આય ચીઠી મારફતે જણાઉંચ કે, જર સાથે મારી ખટપટ હમણા તારાંજ કારણસર થઈ છે. તે વાસ્તે જો તું કાલે તેણીને પિકનિકે બોલાવવાની હોય તો બોલાવજે. હું કંઈ તે રાંડ સાથે વાત કરવાની કે બોલવાની નથી, વધુ ખુલાસો કાલે પિકનિક પર કરશ.

લી. મિસ સંતોક.

---

"તે પત્ર વાંચ્યા પછી તેણીને હવાલે કરી, પીઠ ઠોકતાં બોલ્યાં "વારૂં જા જા."

તેણી ચાલતી ચાલતી ચીઠ્ઠીના ચીડીયાં કરતી ક્રોધથી દાંત કચકચાવતી બડબડી. "નીચ બે શર્મ, જહાંગીર જેવા ભલા દોસ્ત સાથે મરાયો ?" એવી રીતે શાવકની 'ઠંડી ચિંગારી'થી જહાંગીર સળગવાને બદલે પહેલાં તો શાવક પરજ તેની શરૂઆત થઇ હતી, કારણ કે તેણીની નજરમાં શાવક કરતાં જહાંગીર વિશેશ ભલો જણાતો હતો.

તેણી બાગમાં આવી પોતાની ફરમાસુ સહીઓ સાથે ખરીદી કરવા ઉપડી ગઇ.

કંઈ સમજ પડી ? મિસ સંતોક ને એ કોણુ ? એ વીસમીસદીના ઉછળતાં જમાનાના, નવયુગ નવ જવાનોની છતી આંખે માય બાપને આંધળા બનાવનારી બદીના ખઝાનાની ખાનગી ચાવી ! !



## પ્રકરણ—૩ જું.

બીજે દીને સવારે સાડા દશ વાગે ગ્રાંટરોડ સ્ટેશન પર એક સુન્દેરી ટોળું બનતેજારીથી ઝીણીના આવવાની રાહ જોઇ રહ્યું હતું. આય બધા કરતાં વિશેશ આપણા શાવકશાહ તેણીને મળ્યાની અકળાતમાં પડયા હતા તેવામાં તેની નજર તેણી પર પડી કે તુરત બધા તેણીને ભેટ આવેલી જોઇ ટપકો આપવા લાગ્યા.

ઝીણી હસતે ચ્હેરે બોલી. "જોવની, હું તો ઘણી જલ્દીજ આવતે પણ શું કરૂં એવણને લેવા ઘેર ગેઈતી તેથી જરા લેટ થયું એવણ મીસ્ટર કેખશરૂ મીસ્રી." એમ કહી, નવા સાથીને તેની સાથે ઓળખ કરાવી.

શાવક આય નવા હરીફને જોઇ ઘણો અદેખો બન્યો, તે મન સાથે વિચારવા લાગો કે આય તો બકરૂં કાઢતા ઊંટ પેઠું પણ કાંઇ નહિ, દેખા જાયગા એમ મન સાથે ઠેડાવ કીધો બાકી કોઇનેબી આય નવા મીત્રની મોજુદગીનો રંજેગમ થયો નહિ, વાત વાતમાં વાંદરા જતી ટ્રેન સ્ટેશન પર આવી પોંહચતાંજ બધાઓ તેમા ગોઠવાયા.

વાંદરા સ્ટેશન આવ્યું, સઘળાઓ ઘેંઘાટ કરતા ટ્રેનથી ઉતરી થોડે દૂર આવેલા એક બેઠા બંગલામાં દાખલ થયા, હાલ તે બંગલામાં એક માળી સીવાય કોઈ રેહેતું નહિ હતું, તેઓ તે સાધારણ ફરનીચરથી સજાયલા ઓરડામાં દાખલ થયાં ને ભાતપોત્યું મુકી શાવકને ગીત ગાવાની ઓફર કરવા લાગ્યાં, જે પર તેવણ જરા છોકરીઓની કાની નખરા કરી "તુમ્હી ને મુજ કો પ્રેમ સીખાયા," તાલ બે તાલ ગાવા લાગાંને આપણા નવા મીત્ર ટીપાઈ પર તબલાના તાલ આપવા લાગા. ગીત પુરૂં થતાં કલાસ મળી, ને ઝીણી કેકીની તારીફ કરવા લાગી, જે સાંભળી શાવકનું પાકી આવતાં તેણે કાપવાના ઇરાદાથી હારમોનિયમ કેકી તરફ દેખાડી મઝાકથી બોલ્યો. "લેવ લેવ મીસ્ટર તમેબી વગાડોની !"

તેવીજ ઝીણી છેડાઇને બોલી, "શાવક તારા કરતાં તો એવણ ઘણું મઝેનું વગાડી જાણેછ, મારી સહી ધન મિસ્રીને ઘેર આવેછ ત્યારે કેવા મઝેના મઝેના ગીત ગાયછ. હંઅ મી૰ કેખશરૂ પેલું તે દહારવાળું 'વાસંતી' ફિલ્મનું "બગીચા મે" ગીત ગાઓની ? તેવાજ બધાઓ કેકી ફોર આ સોંગ બોલી ઉઠયાં. તરતજ ઓફરને માન આપી તે ગાવા લાગો. તેની સાથે આપણી પ્રેસિડેન્ટ મિસ ઝીણીબી ગાવા લાગી. તે દરમ્યાન મનની ગુંચવણ, હૃદયના ધપકારા, ને શકના બળતરા વચ્ચે શાવકનું દિલ ડોલવા લાગું તે સમજી શકયો નહી કે એની મતલબ શું ? કયાંથી સમજે ? જેની આંખો પર પાપ ને અદેખાઇનો પરદો પડી ચુકયો હોય; તે કેમ જાણી શકે કે તેણીનું ભોળું જીગર બધાં સાથે ભોળાઇથીજ ભેળાતું હતું ?

કેટલાંકવાર પછી ઝીણી કેકીને બગીચો બતલાવવા બહાર લઇ ગઈ.

તે એકાંત જગ્યા જોઈ કેકીનું દિલ ફિકરના ધપકારા લેવા માંડ્યું કારણ કે ત્યાં જવું બન્નેને લીધે બદનામી ભર્યું હતું; તેથી તે એક પળ રોકાઇ ગયો. જે જોઈ તેણી હયરતથી પુછવા લાગી. "કેમ શું છે ?"

"કંઇ નહી આં એકાંત ઘણું છે."

"તમુને એકાંત નથી ગમતું મને તો ઘણું ગમેચ"

"હંઅઅઅ હંઅ એતો જેવી જેની મરજી" એક પળબી ત્યાં થેભ્યાં વગર, કેકી સડસડાત ઓટલા તરફ ચાલવા લાગો. તેવીજ તેણી તેને રોકતી બોલી.

"કેકી મને પેલું ગીત પાછું નહિ સંભળાવો ? હું તેનો રાગ શીખવા માંગુંચ."

"ચાલો આપણે સાંમે બેસીને ગાઇએ."

એ સમયે શાવક, જહાંગીરની વાત તેણીને કહેવા અધીરો થનો હતો. આકો હાથ આવતાં શાવક કાગળની યાદ અપાવતો બોલ્યો. "મારૂં કાગળ તો તમુને મળ્યું હોશે."

"અરે હાં, જહાંગીર સાથે કાંય મરાયો ?" યાદ આપતાં ઝીણીએ ટપકાથી પુછ્યું.

તેવોજ શાવક ચિંગારી મુકતો બોલ્યો. "તેને આપણે બંન્નેનું અપમાન કીધું. એ ઉપરાંત ભલું બુરૂં સમજાવીબી દીધું."

"પણ એ બધી પંચાત શા પરથી થઇ ?" ઝીણી ખીજવાતથી બોલી. કે તુરત તેણે બીજો પાસો સંભાળથી ફેંકયો "એમજ મેં તારા કહેવા પ્રમાણે પુછ્યું, કે હાબા પિકનિકે આવવાને કે ? એ તો સમજતાંજ છેડાઇને બડબડીયો કે ખબરદાર તે નાલાયક છોકરીનું નામ ફરી મારી આગળ દીધુંજ તો, હું એવી બેશરમ છોકરી સાથે ફરવા તો શું સાંમો થવાબી નથી માંગતો. જે છોકરી પોતાના ખાનદાનની ઇજ્જતનો ખ્યાલ નહી કરતાં, લોફર ને બુરી સોસાયટીમાં ફરી માય બાપના નામને એબ લગાડે એવી બે ઇજ........"

"શટ અપ" તેણીએ એક તમાચો શાવકને ખેંચી કહાડતાં ધિક્કારથી કહ્યું. તુંને એવું સમજતા શરમ નહી આવી ? તે તેને માર્યોબી......હજી તો આગળ વધે તે પહેલાં કોઇએ તેણીનું નામ પોકાર્યું. તેવીજ ઝીણી ત્યાં દોડી ગઈ ને સઘળાંઓ કરંડીયાઓ છોડી દાળ, ચીવડો વગેરે

કબાવવા લાગા. બે ચાર કેક, કેકી તરફ જબરજસ્તીથી ઝીણીને પાસ કરતી જોઈ, બીજાઓબી અદેખાઈની આગમાં બળવા લાગાં.

ખાઈ રહયાં પછી નાસોગોસોની રમત શરૂ થતાંજ કેકીએ ધસીને ના પાડી રોકડું પરખાવ્યું; કે ભોળા જીગરો ભોળાઈથી ભેળાય. જ્યારે નિચ બદમાશો તેનો બુરો લાભ ઉઠાવે તે તેને બિલકુલ પસંદ નહી હતું, એમ કહી પજરતાં આતશમા તેલ હોમ્યું.

સાંજ થતાં સઘળાંઓ ઓપેરાનો એર ગાતાં ગાતાં મસ્તી તુફાન કરતાં સ્ટેશન ગયાં ને ટ્રેન પર સ્વાર થઈ પોત પોતાને ઘેર જવા જુદે જુદે સ્ટેશન પર ઉતર્યાં.

આ વખતે તેઓથી છુટાં પડેલાં કેકીના મનમાં અનેક હવાઇ તરંગો પસાર થતા હતા. કે જો તે ઝીણીને જીવનની સાથી બનાવે તો તે કેવો ભાગ્યશાળી ગણાય ? કંઇ બી થાય હું ઝીણીને જરૂરજ મારી કરશ." પણ તેને કયાં ખબર હતી કે માણસનું ધાર્યું મિથ્યા છે ધાર્યું તો ધરણીધરનુંજ થાય છે.



## પ્રકરણ—૪ થું.

સવાર થઈ કેકીને આજે રોજ કરતા જલ્દી ઉઠેલો જોઇ તેની વહાલી માતા શીરીનબાઇ હયરતથી પુછવા લાગાં. "શું છે દિકરા ? રાતના પુરો પાધરો સુતોબી નથી. તબીઅત તો સારી છેની ?"

"મને શું છે મંમા ? હું તો મજાહમાં છેઉ ?" કેકીએ સવાલ પર સવાલ કીધો. સાડા નવ વાગતાં નાસ્તો કરી ઘેરથી કામ પર જવા નિકળ્યો. હવે તેણે તેજ બાબતનો વિચાર ઉઠતાં કે બેસતાં, તેણીનીજ યાદમાં ઘેરાયલો રહેતો. છેવટે તે બોરીબંદર સ્ટેશનપર આવી સાથેજ બેઠો. તેવામાં તેનો જાની દોસ્ત એરચ બી આજે રોજ કરતાં જલ્દી આવી લાગો ને કેકીને વિચારમાં પડેલો જોઇ મજાક કરતો બોલ્યો. "કેમ બાવા કોણના વિચારમાં છો ?" આ શબ્દો સાંભળતાંજ કેકીએ છુટકારાનો દમ છોડયો ને જાન કરતાં લહાલા એરચ આગળ સઘળું દાસ્તાન કહેવાનો મજબુત ઠેડાવ કીધો; કારણ કે તેઓ એક બીજાને ભાઈ કરતાં બી વિશેષ વહાલથી ચાહતાં હતાં. છેવટે કેકીએ સઘળી વિગત તેને કહી સંભળાવી જે સમજી તે ફીકકું હસતો ગંભીરતાથી બોલ્યો.

"પાગલ, તું કોણુને તારી કરવા માંગેચ? ઝીણીથી તું સુખ તો શું શાંતિ બી નહિ મેળવી શકશે."

"કાંય? તે એટલી તે શું બુરી છે?"

"બહુંજ બુરી છે. ને તારે લીધે તો તેણી ઝહર સમાન ઝેહરી છે."

"કારણુ?" કેકીએ તાઅજુબીથી સવાલ કર્યો.

'એજ કે જે છોકરી જવાંનીના જોશમાં પોતાના કમજોર પગલાંની કુમક પર કુદી, વડાઓની શીખામણુ વ્યર્થ ઘણી હોંશથી બેહોશ થાય છે. તેવી સુંદરીનો અંત ખિલતાં પુષ્પ સમાન ગણાય છે; તેં હમણાંજ કહ્યું કે તે સર્વે સાથે એક સરખી રીતે ભેળાય છે, જેનો લાભ બીજા બદમાશો ઘણી બુરી રીતે ઉઠાવે છે. તારે તુંજ વિચાર કર કે જે સ્ત્રી આટલું સમજી શકતી નથી કે ઇજ્જત શું છે તારે તે ઘેર સંસાર શું સાંધશે? તે તો આય જંજાળમાં પડતાંજ, સંસારના સંકટોથી કંટળાઇને બલા સમજી દૂર ભાગશે. હવામાં ઉડનાર પતંગ્યું કદી બી ઘેરની ચાર દિવાલોમાં કેદી બની નહિં રહેશે.'

"હું તેણીને કેદી બનાવવા કહાં માંગુચ! હું તો તેણીને મારા જાન કરતાં વધારે સુખી કરવા ઇચ્છુંછ.'

"ઇમ્પોસીબલ,' એરચ ઉપલાં બોલો પર ભાર મુકતો આગળ વધ્યો, તારી આવી ગરીબ સ્થિતિએ તું તેણીને કશુંજ સુખ દેખાડી શકે નહિ, ને જો તું કદાચ દેખાડે બી, તો તેણીની આવી એબ લગાડનારી ચાલ બરદાસ્ત કરી શકે નહિં, શું તું પરણ્યા, પછી બી તેણીને એવી હલકી સોસાયટીમાં ફરવા દેશે? જે આંખો હમણા જોઇ જળી ઉઠતી તી તેજ આંખો પરણ્યા પછી બી તેણીનું બે ઇજ્જત ભર્યું, વર્તન જોઇ શકશે? હરગિઝ નહિં. તે વખતે તારા દિલમાં બેવફાઇની આગ કેવી ભડકાશે તે તું જાણેચ. ને તે આગનું પરિણામ તારી માતાને શું દુઃખ પોંહચાડશે તેની તુંને ખબર છે?"

"તારે હવે શું કરૂં એરચ?' દલગીર થતાં કેકીએ સવાલ કર્યો.

એરચ તુચ્છકારથી બોલ્યો. "શું કરૂં? મારા નાદાન દોસ્ત, વર્ષોના વ્હાલથી ચાહનાર ધનની ધણીઆણીનો પ્યાર મેં મારા માય બાવાના સુખને ખાતર છોડીયો. તારે તું ચંદ દહાડાનો પ્યાર છોડવા અશક્ત બનેચ?' 'પણુ ઝીણીમાં એવી તે ખામી શું છે?' પાગલ પ્રેમીએ પાછો સવાલ કર્યો જે સાંભળીતાંજ એરચ જરાં ગુસ્સે થઇ બોલ્યો. "આટલું

સમજાવ્યા છતાં પુછેય કે ઝીણીમાં ખામી શું છે? એક નહિં એક સો છે. જે તેણીના પ્યારમાં આંધળી બનેલી તારી આંખો, તે ખુબસુરત ઓરતની ખામી જોઈ શકતી નથી."

"પણ મને તે ઘણી પ્યારી છે એરચ' કેકી, કગળતો બોલ્યો. કે તુરત તે સમજતાં તો બોલી ઉઠયો.' દુનિયામાં હર જીવને હરેક ચિજ પ્યારી છે. સિપાહીને ફર્જ, પતંગ્યાને દિપક, ફુલને ભંમરો અને પ્રેમીને પ્રેમિકા. પણ તે તો પ્યારી ચિજોને હાસિલ કરવા જીવન અભિલાષા પર આશાઓની ભેટ ચઢાવવી પડેય."

"તારે ઝીણીને છોડીજ દેઉં?"

એરચ એક આખરી રસ્તો બતાવતો બોલ્યો, એક તરફ દોસ્તની દોસ્તી પ્યારી હોય તો એક તરફ દોસ્ત છે, બીજી તરફ દિલદાર એક તરફ દોસ્તની દોસ્તી છે, બીજી તરફ દિલદારનો પ્યાર, બોલ! હવે આય બેમાંથી કોનો પ્યાર પસંદ કરેય, 'દોસ્ત યા દિલદાર?'

આય અણધાર્યો સવાલ કેકીના માથા પર એક પહાડ સમાન થઇ પડયો હતો. નહિ તે તેની નીચે દબાઈ શકતો હતો, નહિ તેને ઉંચકી ફેંકી દઈ શકતો હતો, કારણ કે દોસ્તની દોસ્તી તેના જાન કરતાં વહાલી હતી, તેમજ દીલદારનો પ્યાર પણ કંઈ અકારો નહિ હતો, જયારે તેનો દોસ્ત તેણે સુખમાં કે સંતાપમાં તનદુરસ્તીમાં કે દુઃખમાં ભલાઇમાં કે બુરાઇમાં સાં'યા સમાન સાથ આપતો હતો; ત્યારે દિલદાર ફક્ત તેણે મોજ શોખ સિવાય બીજું કશુંજ સુખ આપી શકતી નહિ હતી. આખર તે એકજ રસ્તા પર પોંહચતાં ખરાં દિલથી માત્ર 'દોસ્ત' કહી, પોતાના વહાલા મિત્ર એરચનો હાથ લઇ સેકહેંડ કીધી. તેવામાં અદેખું બનેલું સિવરી સ્ટેશન આવ્યું બંન્ને મિત્રો પ્રેમથી વળગીને મિનર્વા સ્ટૂડિઓ તરફ ચાલવા લાગા.



## પ્રકરણ—૫ મું.

કિનોઃ ખરેજ કિનાના કરૂણ દેવે જહાંગીર જેવા ભલાં શખ્સના દિલમાં ઘેર કર્યું, આજથી તે ત્રણ દહાડા થયા અકળાયલો ગભરાયલો, અધીરો થયલો, મરીન લાઇન્સપર ઝીણીની અત્યંત ઇન્તેજારીથી રાહ જોઇ રહ્યો હતો. તેવામાં તેણે જોયું કે તેનાથી કંઇક કદમ દુર એક બેઠા બંગલામાંથી ઝીણી મિસ્ત્રી ઉતરીને ધોબી તળાવ ગમી જઇ રહી હતી.

તેને તરતજ તેણીની પાછળ પવન મિસાલ જઈ 'ઝીણી' કહી તેણીનું નામ પોકાર્યું. તે ઓળખીતો અવાજ સાંભળવા છતાં, બ્હેરાના ઢોંગ દેખાડતી આગળ ને આગળજ વધતી ગઈ. જ્યારે જહાંગીર તેણીની પાછળ એક કુતરાં માફક ઘસડાતો હતો. આ શરમીંદીભરી ચાલથી તે ખસીઆણો થઈ બોલ્યો. "જરાં ઉભાં રેવ ઝીણી, હું તમુને કંઈ કહેવા માંગુછ."

તેણીએ તુચ્છકારથી ટુંકો જવાબ વાળ્યો. "તમે મને કંઇ ના કેહવો. હું તમારૂં કશું સમજવા માંગતીજ નથી."

"જોવ, તમે તે નહિં સમજશો તો તમારી ને મારી ઇજ્જતનું લીલાઉ થશે." આ ઠરાવના શબ્દોથી ઝીણી ચોંકીને જહાંગીર તરફ ડોળા ઘુરકતાં, તે શું કેહવા માંગે છે તે સાંભળવા ક્રોધથી દાંત કચકચાવતી ઉભી. કે તુરત જહાંગીર મનમાં મલકાઇ બહારથી ગંભીરતા દેખાડતાં ચુપચુપ કોટની અંદરના ગજવામાંથી એક એનવૅલપ કાઢી ઝીણીના હાથમાં મુકતા બોલ્યો. "વાત એકદમ બગડી ગેછય ઝીણી, કોઇ આપણા મુદદઇએ આપણા પર બદનામી નાંખવાનું અખંડ કાવત્રું રચ્યું છે."

તેણીએ નાઝુક ધ્રુજતાં હાથે તે પરબીડું ખોલ્યું; તે કવરમાંથી એક ચીઠ્ઠી ને ફોટો નીકળ્યો. જે જોતાંજ તેણી ધરતીકંપના આચકાની મિસાલ પગથી માથાં સુધી ચોંકી. ને જહાંગીરના મોંઢા તરફ ભયથી જોઇ, પેલી ચીઠ્ઠી ઉતાવલ ને ઉલટે વાંચવા લાગી.

> જહાંગીર, જો તને તારી ને ઝીણીની ઇજ્જત વહાલી હોય, તો આજથી આંઠ દહાડાની અંદર રૂપીયા પાંચ હજારનો મનીઑર્ડર જોગેશ્વરીમાં આવેલાં દહુ ભંડારીના છાપમાં કરજે. જો તેમ નહી થયુંને બીજી કંઇબી સફાઈ કીધીચ તો આય તમારા કાલાકર્મનો ફોટો હરએક પ્રીંટીગ પ્રેસમાં પ્રગટ કરાવી, તમારી ઇજ્જતનું ને ખાનદાનનું લીલામ કરાવશ.

તે કાગળ હજુન તો પુરૂં વંચાઈ પણ રહ્યું ન હશે તેટલાં તે તેણીના ગભરાટમાં ઔર બી વધારો કરતો બોલ્યો. "આય લેટર આજથી મને આંઠ દહાડાની વાત પર મળ્યું હતું."

"ઓ જહંગીર! આય શું આફત તેં મને અગઉથી જણાવ્યું બી

નહિં ? ઝીણી ગભરાટથી બેબાકળી બની બોલી, ત્યારે જહાંગીર ઠંડે કલેજે શાંતિથી બોલ્યો. "આંઠ આંઠ દહાડા થયાં તમારી વાટ જોતો હિંયા ઉભોચ, પણ તમારોજ પત્તો લાગો નહિ."

હવે ઝીણી ડર ને ગભરાટથી ધ્રુજતી બોલી. "ઓ ખોદાય કેવું ભયંકર કાવત્રું ! જો આય વાત મારા ઘેરના જાણવા પામશે, તો મને જીવતીજ મારી નાંખશે."

"બનવા જોગ છે કે આય કાવત્રું કોઈ તમારાજ વિશ્વાસુએ કીધું હોય !" જેમ જેમ ઉપલા શબ્દો તેના મુખ વાટે બહાર પડતાં હતાં, તેમ તેમ તેણીનો શક નિર્દોષ શાવક પર જતો હતો. કારણ કે ઝીણીએ પોતાનો ફોટો ફક્ત શાવકનેજ પ્રેઝન્ટ કર્યો હતો. ત્યારે તેણીથી છુપો શાવકે જહાંગીરની માંગણીને માન આપી આપ્યો હતો, જેને જહાંગીર પહેલાં પ્રકરણમાં વાચ્યું તેમ લઇ જઈ પોતાના ફોટા સાથે કોપી ફોટો કરાવ્યો હતો. તેજ હાલ તો શાવકને ગુન્હેગાર ઠેરવી રહી હતી. એવી રીતે ગફલતની ગારમાં ગબડેલી ઝીણી બેબસ બની બોલી. "પણ હવે શું થશે જહાંગીર ?"

"હજુન આય આફતથી બચવાનો એક રસ્તો બાકી છે. પણ તું કદાચ તે પસંદ નહિ કરશે !"

"જહાંગીર, ઝીણી જાનના જોગોબી ઈજ્જત બચાવવા નહિં ડરશે."

"એમ ? તારે મારી સાથે પરણી જા."

'પરણી જા' બોલ પરજ ઝીણી ચોંકી, ને ડગમગતા દિલે કૈક વિચાર કરી બોલી.

"પણ તે બધું એટલું જલ્દી કેમ બનશે જહાંગીર ?" પરણવાના નામ પર પસરેલી પ્રિયતમાને જોઈ, જહાંગીર પોતાની ખુશ કિસ્મતી સમજતો બોલ્યો, "તેની તું ફિકર ના કર; મેં તે બાબે બધો બંદોબસ્ત કીધોછ. વાસ્તે હમણા તું મારી સાથે જલ્દી જલ્દી ચાલ." એટલું બોલી તેણીની સાથે મુકરર કીધેલી જગ્યા પર આવી મોટરમાં બેસી મુંબઈથી દૂર આવેલી એક અગીયારીમાં લઇ જઈ જરથોસ્તી ધર્મ અનુસાર પોતાના ભાડુતી સાક્ષીઓની હાજરીમાં ચાર ચોખા છંટાવ્યા.

આય બધી સજાવટ જહાંગીરે રૂપીયા પાંચસો પઠાણ પાસે ચાર આને વ્યાજે લઇ કરી હતી. આ વખતે જહાંગીરનું હૃદય ઉછળતા

દરિયાના મોજાઓ કરતાં વિશેષ ઉછાળા મારી રહ્યું હતું. કારણ કે એક તો તેણે તેના કાર્યમાં સફળતા મળી હતી; બીજું કે ચાંદ સમાન ચ્હેરા-વાળી ઝીણી તેની મહોરદાર બની હતી, ને વળી ત્રીજું એ કે તેણીના માલદાર પિતાની ગબ્બર દોલતનો વારેસ થવાની તેને વકી હતી. એવી રીતે તે ત્રણે ચીજોનો પોતે માલેક થયલો સમજી, સુનેરી સ્વપ્નો જોતો ઝીણીને લઈ તેણીના માલદાર પિતાને બંગલે જવા મોટરમાં ઉપડયો.



## પ્રકરણ—૬ થું.

તેજ વખતે તેણીના માલદાર પિતા, તેવણના માનીતા મિત્ર નવરોજી ફુબાશના દોલતમંદ બેટા સાથે પોતાની પ્યારી પુત્રીને પરણાવવાના પવિત્ર કોલથી બંધાઇ ચુકયા હતા. ટુંક સમયમાં એક બીજાના વહેવાઈ બનવાનો ખ્વાબ, હાલમાં તે બન્ને ડોસાંઓ લાયબ્રેરી રૂમમાં આરામ ખુરસી પર લેટી જોતાં હતાં. તેવામાં દરવાજા પરથી "પપા," કરી નાઝુક અવાજ સંભળાયો. તેવાજ બંન્ને જણ ખ્વાબમાંથી જબકીને ઉઠયાં; કે તરતજ ઝીણી દોડી આવી પોતાના બુઝેંગ પિદરના પગે પડતી કાકલુદીથી બોલી. "મને આશીર્વાદ આપો પપાજી! ને મારી કીધેલી ભૂલની માફી બક્ષો."

"આશીર્વાદ આપો? અચરત પામતાં ફરદુનજી બોલી ઉઠયાં. એ તું શું બકેચ છોકરી કંઇ સમજ પડે; ને આય એવણ કોણ છે?" જહાંગીરને તેણીની બાજુમાં ઉભેલો જોઇ પુછયું. જે સાંભળતાંજ ઝીણીનું શર શર્મનું માર્યું જુકી ગયું, ને તેણીના નાજુક બે ધ્રુજતાં હોઠો ગળગળા સાદે 'મારા ધણી' બોલી ઉઠયાં. તેવાજ ફરદુનજી વિજળીના શોકની માફક ચમકીને ડોળા કાઢતાં બોલ્યાં. 'શું કહ્યું નાપાક કુતી? પાછું કહે જોઉ!' એમ કહી ઝીણીના બાલ પકડી તેણીનું માથું હઝીચેરના હાથા સાથે પટકવા લાગા. હજી તો જહાંગીર વચ્ચે પડે, તે પહેલાં પીરોજબાઇ" ઓ માયરે આ બધું શું છે! મારી દિકરીને શાના મારોછ?' વગેરે બોલતાં રાંધણી-માંથી દોડી આવ્યાં, ને ખરા વ્હાલથી તેણીનું માથું છાતીમાં દાબ્યું. જે જોઈ તેણીનો ખાવિંદ ક્રોધથી બોલ્યો. 'આગ લગાડ એના મોંહના પર.'

"ઓવારીયું રે, તમેબી આજે શું મારા એક પુરાં બચ્ચાં પર સિતમ વરસાવોછ! એને એવું કીધું તે શું?"

"એને શું કીધું ? વર્ષોથી જાળવેલી બાપદાદાની ઇજ્જત સાથ, મારી બી આબરૂ પર પાણી ફેરવ્યું.' નિશ્વાસો નાંખતાં ફરદુનજીને જોઇ, તેવણના દોસ્ત નવરોજી આગમાં તેલ નાંખી દુઃખ પર ડામ દેતાં બોલ્યાં. 'એતો બાવા! છુટે હાથે બચ્ચાંને ઘણા લાડથી ઉછેરવાનું પરિણામ છે. જે માય બાપ છતી આંખે આંધળા બની, પોતાના ફરઝંદોને લાડમાં લડાવી ગમે તેમ વર્તવા દેય છે, તેઓના ખાનદાનની હાલત એવીજ થાય છે.'

આંસુંતર આંખે ફરદુનજી હાય મારતા બોલ્યાં. 'ખરેજ મેં મોટી ભૂલ કીધી. જો હું મારી બૈરીના કહ્યા પર ચાલી એને લાડ નહિં લડાવતે, તો આજે મારી ઇજ્જત બી નહિ જતે, ને મરતે દહાડે આવા બુરાં સખુનો બી સાંભળવા નહિં પડતે.''

''હજુન તમે કાંઇ નથી સાંભલ્યું. હજું તો, તમુને ઘણુંજ સમજવાનું છે. તમે ફક્ત તમારીજ ઇજ્જત નહિ, બલ્કે મારીબી આબરૂનું લિલાઉં કરાવ્યુંછ. જે જોઈ જતાં આવતાં જગત તમારા પર ફીટકાર વર્સાવી, ધિક્કારથી કહેશે કે લાઅન્ત પરજો એવા પિદર પર; જે પોતાની ઓલાદને ગમે તેમ છગાવી બાપદાદાની મેળવેલી ઇજ્જત મરતી ઘડીએ ધુળમાં મેળવે છે.' એટલું બોલી નવરોજી દુબાશ ટેબલ પરથી પોતાની પાઘડી ઉચકી ગુસ્સાથી ધસારા ભેર તે રૂમ છોડી ચાલી ગયાં.

''મંમા, મને માફ કરજો, મેં જે બી કંઇ કીધુંછ તે તમારા લોકોની ઇજ્જત બચાવવાજ.''

'શું કહયું ચંડાળ ? ફરદુનજીએ ઝીણીના હાથની કાંડી પકડતાં ગડગડાટ કર્યો. 'ઇજ્જત બચાવવા, કે તે પર પાણી ફેરવવા ?'' એમ કહી ઝીણીને ધકકો માર્યો, તેવોજ જહાંગીર વચ્ચે કુદી તેણીને પકડી લીધી. જો જોઈ પીરોજબાઇ ધણીને પગે પડી કગળતાં બોલ્યા. 'ઘણું થયું ફરદુનજી, હવે માફ કરો.''

'ચલ હટ તું,'' ગુસ્સા પરનો કાબુ ખોયલા ફરદુનજીએ તેણીને ધડાક કરતી જમીન પર પટકી નાંખી. હજી ઝીણી માતાની મદદે દોડે, તે પહેલાં ઉશ્કેરાયલો શેર, પોતાની દિકરી પર તડાપ મારવા ધસ્યો; કે તરત જહાંગીર તે ઘાતકીને રોકતો બેહદ ગુસ્સાથી બોલ્યો. ''હટી જાવ સસરાજી, હવે તમુને મારવાનો કોઇ હક્ક નથી. ઝીણી મારી ધણીયાણી છે !'' 'ધણીયાણી' બોલ પરજ પીરોજબાઈ જમીન પરથી ચોંકી ઉઠયાં ને કંઇ કહેવા જાય તે પહેલાં તેણીના ઉશ્કેરાયલાં ખાવિંદે ધ્રુજતાં હાથે એક સ્લૅપ જહાં-

ગીરને મારતા બોલ્યા. "ચલ નિકલ અહિંથી હું તારૂં ને એનું મોંહનું બી જોવા નથી માંગતો." આ શબ્દો સાંભળતાંજ જહાંગીર ત્યાં એકપી પળ થોભ્યા વગર ઝીણીને લઈ સડસડાત તે રૂમથી બહાર પડીયો.

તેઓના કદમ બહાર પડતાંજ તે ઝહદ મગજ વિચારના વંટોળાયામાં સપડાયું, કે જેને જાન કરતા વહાલી ગણી લાડમાં ઉછેરી, તેજ છેવટે પોતાના કમજોર પગમાંની કુમ્મક પર કુદી મિસ્ત્રી ખાનદાનની આબરૂ ધુળમાં મેળવી, બુઢ્ઢાપામાં તેના બુઝોંગ બાપને કપાળે કલંકની કાળી ટીલી ચોંટાડી. તે કયાં જાણુતો હતો કે તેની પુત્રી માલદારની મ્હેરદાર થવાને બદલે, એક કંગાલની બૈરી બની સદાની શાંતિ ને સુખ ખોહી, પોતાના સુન્હેરી જીવનમાં ઝહેર રેડશે, ને છેવટે સર્વને બુઢ્ઢાપામાં નામોશી ભર્યાં વર્તનથી બદનામ કરશે ?

ખરેજ તેની એવી ઉમ્મેદ નહિં હતી. કે આય નાસમજ પગલાંનો અંત સુખને બદલે દુઃખ લાવશે. તે તો તેણી સાથે પરણી, તેણીના માલદાર પિદરને પૈસે, સુખ ને શાંતિમાં પોતાની જીંદગી ગાળવા ચાહતો હતો, પણ હિંયાતો તેથી ઉલ્ટુંજ થયું હતું તેનો તેને ઘણો પસ્તાવો થતો હતો. કારણ કે તે આવી મુફલેસ હાલતમાં કર્જ સાથે, દિલદારનો ખર્ચ પુરો પાડવાને અશક્ત હતો. એવી રીતે બંન્ને બાજુ સસરા જમાઈ 'આશામાં નિરાશ' થયાં હતાં. લોઅર પરેલ સ્ટેશન પર જહાંગીર તેણીની સાથે ટ્રેનથી ઉતરી સોપારી બાગ પર આવેલી એક ચાલ તરફ નિરાશાથી નિર્બળ કદમે ચાલવા લાગો.

## પ્રકરણ—૭ મું.

તે સમીસાંજનો સુંદર સમય હતો. અસ્ત પામતાં સૂરજના ઝાંખાં કિરણો રસ્તાની સપાટી પર પડી રહ્યાં હતાં. આ ખુશનુંમાં સાંજે કેકી આઝાદ મેદાનમાંથી ચાલતો પોતાના વહાલા દોસ્ત એરચને ત્યાં ધોબી તળાવ જતો હતો. એવામાં એકાએક તેની નજર સામી સાઇડ પરથી જતી, એક પરી સમાન પુતળી પર પડી, તેવો તે હરખથી બોલી ઉઠયો. 'પીલ્લી' બાદ નિશ્વાસો નાંખ્તો આગળ વધ્યો. 'અફસોસ કે તુ બી બેરંગી બદલાતી દુનિયાની માફક મારાથી બદલાઇ ગેઇ.' પાછો કંઇ વિચાર આવતા મન સાથે મલકાતો બડબડીયો. 'પણ ચાલ આજે છેલ્લી ટ્રઇ તો કરી જોઉં, કદાચ એ લેબી,' ઉમ્મીદ ને ઉલટથી કેકી તેણીવાળી સાઇડ પર જઇ, આજુબાજુ જોઇ હિંમ્મતથી તેણીનું નામ પોકાર્યું. તેવીજ તે ચાંદ સમાન ચાંદની કેકી તરફ પોતાનું મુખ કરી પ્રેમ ભરી અદાથી જોવા લાગી. જે જોઇ તે પોતાની ખુશ કિસ્મતી સમજતો આગળ વધ્યો. 'તમે મારાથી નાખુશ તો નથી ની?"

"જરા બી નહિં,' તેવોજ કેકીએ બીજો પ્રશ્ન કર્યો. 'તો પછી તે દહાડે કાંય નહિં બોલ્યાં?"

"તે દહાડે હું બિહતી હતી; કારણ કે જસીએ આપણી દોસ્તીની વાત પપા આગળ કીધેલી, ને વરી તે વખતે કેટલાંક જસીના ફ્રેન્ડો બી સાંબેથી ઉભાં રહી જોતા તા."

"પણ પીલ્લી તું તો રોજ બારીએથીબી મને જોઇ ભરઇ જતીતી!"

કેકીના બોલો સમજી તેણી બોલી. 'હાસતો મને ભરાઉજ પડતું તું કેમકે મને બિંક ઉતી કે તું મને જોતાંજ જરૂર કંઇને કંઇ ઇશારો કરતે, ને તે જો કદાચ જસીના જોવામાં આવતે, તો ઘણુંજ બુરૂં થતે."

હેતરંતી દિલદારનું દિલ જોઈ કેકી જરા ગંભીરતાથી બોલ્યો. "પીલ્લી તારો ભાઇ એટલો બધો મારા પર કાંય ખીતીયોછ?"

"છોડ તે મુંજીનું નામ તે તો હંમેશનો એવો છે, તારા એરચ જેવો થોરો છે?"

"અહંહંહં કેકી હસતો આગળ વધ્યો, એરચ તો ખરેજ ભલો છે, પણ તું તો તારા ભઇ જેવી નહિ થશેની?"

"કદી નહિં,' બેધડક પેની બોલી ઉઠી. પણ એ વખતે તે 'નાસમજ

નાદાન'ને ક્યાં ખબર હતી, કે પ્યારની કઠીણ કસોટીમાંથી પ્રેમીને પસાર થવું બોલવા જેટલું સહેલું નહિ હતું. તેણી તો પોતાનુંજ ધાર્યું ખરૂં સમજી આગળ વધતી બોલી 'કેકી તું તો મારા આવા વર્તનથી નારાજ તો નથી ની? કેકીને હસતો જોઈ આગળ વધી. હું જાણુંછ કે તે વખતે તુંને ઘણું લાગું હોશે. મને બી મજબુરીથી છાતી પર પત્થર મુકી સઘળું સહન કરવું પડતું હતું."

"છોડ તે વિચાર ફ્રીલ્લી. હું બધું જાણતો તો."

ફ્રેનીએ હયરતને ગભરાટથી સવાલ કર્યો. "કેવી રીતે?"

"પાંચ વરસ" કેકીનો ફેમસ કોમિક બોલ સાંભળી તેણી ખડખડાત હસી કે તુરત તેને આગળ વધાર્યું. પણ હંઅ લુચ્ચા શિયાળ હવે સિંહને ના ઠગતું.' એવી રીતે ગપ ગપાટા પછી બંન્ને પ્રેમીઓ છુટાં પડયાં.

"તેણી કેકીની બચપણની મિત્ર હતી. તેઓ નાદાન વયમાં એક બીજાંના સ્નેહ થયાં હતાં; ઉમ્મરે પુગતાં અદેખી આલમે, અને વખતે તેઓને છુટા પાડયાં. પણ આજે, પાક પરવરદેગારે ને ઉસ્તાદોએ પોતાની રહેમ કરમથી તેઓને પહેલાના પ્યારા વ્હાલથી પાછા મેળવ્યાં.

ફ્રેની એક માલદાર બાપની બેટી હતી; તેણીના બુઝોર્ગ પિદર બેહરામજી કબીર, પાક પરવરદેગારની રહેમથી મુંબઈની એક ધીકતી પેઢીના હેડ કલાર્ક હતાં, ને તેવણ બે પૈસે સુખી બી હતાં. જો એવા દોલતમંદ રહીશનો કેકી જમાઇ થાય, તો કેવું સુખી સેવટ આવે? આ ન ધાર્યાં મેળાપની વાત કેકીએ પોતાના વહાલા મિત્રને કહી સંભળાવી. જે સમજી એરચ ઘણો ખુશ થયો.

---

## "ફેવરીટ"

'ફેવરિટ'ના માર્ચ મહિનાના અંકમાં નાની મોટી વાર્તાઓ ઉપરાંત સિનેમાની માહિતી આપવામાં આવી છે. એક લેખમાં મીઠી પિસાબનો રોગ થવાના કારણો અને તેના ઉપાયો આપવામાં આવ્યા છે. કેરીની જૂદી જૂદી વાની કેમ બનાવવી અને તેનો રસ કેમ જાળવવો તે એક લેખમાં સમજાવવામાં આવ્યું છે. ડોકટર સોહરાબ સંતોકનો 'કબીર વચનામૃત'નો વધુ હપ્તો પણ આ અંકમાં છે.

**મુંબઈ સમાચાર**, તા. ૧-૬-૪૦

## પ્રકરણ—૮ મું.

સંસારની સુંન્હેરી સવાર શિતળ છાંયાથી ભરેલી હતી. છતાં જહાં-ગીરને બપોરના તપતા સૂરજના તાપ સમ તપેલી લાગતી હતી. કારણ કે તે સંસારના સુખથી ફક્ત બેજ મહિનામાં ધરાઇ ગયો હતો. એમ તો તે સઘળી વાતે સુખી હતો, પણ પૈસાથી ઘણોજ મોહતાજ હતો. સબબ કે પોણોસો રૂપિયાંની ટુંક આવકમાં ઘેરના ચાર જણાઓનું ગુજરાન કરવું બહુજ ભારી થઇ પડતું હતું. આજ સુધી તો તે કર્જ કરી જેમ તેમ સંસા-રનું ગાડું ગબડાવતો ગયો; પણ હવે કેમ ચલાવવું! તેનો વિચાર તે હમ-ણાબી તેની મ્હોરદાર સાથે કિંગ સર્કલના બાગમાં ફરતો ફરતો એકલો કરતો હતો. તે વિષે તેની મ્હોરદાર કાંઇ પુછતી તો ઓફીસનો હિસાબ કરૂંછ કહી ટુંકો ઉડાઉ જવાબ વાળતો. ફરતા ફરતા એકાએક ઝીણીની નજર તેણીના પહેલાના દોસ્તો પર પડી, તેવીજ તે પહેલાંની માફક તેઓ સાથે ભેળાઇ જઇ ધીંગા મસ્તી કરવા લાગી. જે જોઇ જહાંગીર મન સાથે બડબડીયો. "ભોળી ખરેજ મારી ભોળી" હાં—તેણી ભોળી તેમજ ભોળાં દિલની દયાળુ દેવી હતી. તેણી પરણ્યા પછી પોતાના વરની કમજોર સ્થિતિને લીધે કોઇબી જાતની પોતાના મન માંગી મોજ, મનાવી શકી ન હતી, છતાં તે માયાળુ મહોરદાર તેને લીધે પોતાના ખાવિંદને કોઇ પણ વાતનો દોષ દેતી ન હતી, એ વાતથી જહાંગીર ઘણોજ ખુશ હતો. એવી રીતે વિચારમાં ને વિચારમાં સાંજ પડી. દોસ્તોથી છુટાં પડયાં પછી ઝીણી જહાંગીર આગળ આવી તેને પાછો રંજમાં ગરકાવ બેઠેલો જોઇ રંજ ભર્યો અવાજે બોલી "બુરૂં લાગ્યું જાંગુ? મને માફ કરજો; હવેથી હું તેઓ સાથે કદી નહિં ફરશ."

"કોણ કહેચ ઝીણી? એવું કંઇ નથી." ભોળી ભામીનીને ભાન કરાવતો જહાંગીર બોલ્યો તે સાંભળી તેણીએ પાછો સવાલ પર સવાલ કર્યો. 'તારે શું છે? પાછાં વિચારમાં કેમ પડીયા?"

"એની ઝીણી, આજ કાલ મને ઓફીસનું કામ ઘણુંજ રહેછ, તું તો મારા જાન ફોકટની ફિકર કરેછ; જો કદાચ એવું કંઇ હોય તો મારા હૈયાના હારને જણાઉં નહિં?" જુઠ્ઠા તમસ્ખી ભર્યા શબ્દો બોલી, તેણીનો કોમળ હાથ પોતાના પંજામાં દાબ્યો, પણ ચાલાક મહોરદાર મતલબ પામી જતાં નિશાસો નાંખતી ગંભીરતાથી બોલી. "જહાંગીર, વડાઓ કહેછ કે

પરણ્યાં પછીની જીંદગી સુખી ને સંતોષી હોય છે; તો પછી તે આપણા હક્કમાં દુઃખ ભરી કેમ લાગેછ?" તે ગરીબ બાપડો હવે શું જવાબ આપે, તે ખુદ સમજવા લાગ્યો હતો કે પૈસા વગરની કમજોર સ્થિતિએ સંસારી થવું ખાવાનું કામ ન હતું, ને તે બિલકુલજ ખરૂં હતું.

જેબી નાદાન પોતાનેજ હાથે એવું નાસમજ જેવું પગલું ભરે છે, તે છેવટ સુધી સુખનો સુંન્હેરી સાલો ઓઢી દુઃખના ડરામના ડુંગરોમાં એમજ અથડાયાં કરેછે. હવે તે રંજીદા થઇ તેણીના સવાલનો જવાબ આપ્યા વગર મુંગો મુંગો ઘેર ગમી ચાલવા લાગો.



## પ્રકરણ—૮ મું.

સવાર પડી જાણે જહાંગીર આજે સદાનું ઘેર છોડી જતો હોય, તેવા વ્હાલથી પોતાના વ્હાલા નાંનકડા કુટુંબને મળી ઓફીસે જવા લાલબાગથી મ્યુઝીયમ જતી ટ્રામમાં બેઠો, ને વિચાર કરવા લાગો કે જે ઇજ્જત સાથે હમણા તે ઘેરની સીડી ઉતર્યો છે, તેજ ઇજ્જત સાથે પાછો ચઢશે કે! તેવામાં ટીકીટ પ્લીઝ, ના અવાજ પર ચોંકયો ને ડાયરેકટ ટીકીટ લઈ હોર્નબી રોડ પર આવેલી વલસાડના લક્ષાધિપતિ શેઠીયા મંનચેરશાહ મલબારીની ઓફીસમાં ગયો. જ્યાં તે પોણાંસો રૂપિયાના પગારે એસિસ્ટન્ટ કલાર્ક હતો.

જહાંગીરને ગમગીન ચ્હેરે દાખલ થતો જોઇ તેનો હેડ ફિરોઝ બામબોટ, તેણે પગથી માથાં સુધી નિહાળ્યાં પછી પુછવા લાગો. "શું છે જાંગું? તું જે દહાડેથી પરણ્યોછ તારથી દુઃખી દેખાયછ?"

"ખરેજ હું ઘણોં દુઃખી છેઉં. હું તો પરણીને સુખી થવા ઇચ્છતો હતો; પણ પરવરદેગારે મારા કમ કિસ્મતમાં સંસારનું સુખ નહિ લખ્યું." એટલું બોલી પોતાની ટેબલ પર માથું પટક્યું જે જોઇ ફિરોઝ તે ટેબલ પર બેસતા તેનું માથું પ્યારથી પસવારતાં તસલ્લી આપતો બોલ્યો. આખર તે દુઃખનું કારણ શું છે જહાંગીર!"

"પૈસા" ટેબલ પરથી તુરત પોતાનું માથું ઉચકતા જહાંગીર એટલું બોલી આમળ વળ્યો. મારા વહાલા દોસ્ત પૈસા, હું પરણ્યા પછી એકએક કાડીનો મોહતાજ થયોછ; અરધી અધીંને માટે તવળતો થયોછ. આજ સુધી

તો મેં મારી ગુજારીશ પ્રમાણે કર્જ કરી જેમ તેમ ઘેર ચલાવ્યું, પણ હવે તે સર્વનો અંત આવી જશે ને થોડાજ દહાડાઓમાં જહાંગીર જેલ જઇ પોતાના હાથે કીધેલી નાદાનીનો નતીજો જોઇ લેશે."

"કદી બી નહિં જહાંગીર! ફિરોઝ વચ્ચે મદદ કરવાના ઇરાદાથી બોલ્યો. જ્યાં સુધી ફિરોઝના જાનમાં જાન છે, ત્યાં સુધી તરી મુશ્કેલ આસાન છે." એટલું કહી આગળ પાછળનો કશો પણ વિચાર કર્યા વગર, તુરત ઓફીસના એકાઉન્ટના રૂપિયામાંથી સો સો ના પાંચ ટુકડા પોતાના દોસ્તને કાઢી આપ્યા. "આફ્રીન મારા વહાલા દોસ્ત આફ્રીન. તું ખરોજ દોસ્ત છે જહાંગીરે ઘણાં ઉપકાર સાથે તે રહેમ દિલ ફરેશ્તાના હાથ ચુંમતા ઉપલાં બોલો બોલી તે રૂપિયા પોકેટમાં મુકયાં. તેવામાં તેના માલેકે તેને બોલાવી આજ સાંજની ગાડીથી વલસાડની ઓફીસના એકાઉન્ટ સર ઉપડી જવા જણાવ્યું. જેને જહાંગીરે ઘણાં માન સાથે કબુલ્યું, બાદ જહાંગીર ઘેર આવી સાંજની સફરની તૈયારી કરવા લાગ્યો.

સાંજ પડી, આય સમયે બોમ્બે સેન્ટ્રલ સ્ટેશનની બહારથી કેકી તેની સ્વીટી ફ્રેની સાથે જઈ રહ્યો હતો. તેણીને ધ્રુજતાં હાથે સાડીનો છેડો ખેંચીને પોતાની બાજુ પર વિટાળતી જોઈ હલવેથી તેણીની પીઠ પર કેકી હાથ મુકતો બોલ્યો. "ફ્રેની ધ્રુજેછ કાંય!" "મારા દિલમાં કંઈ એકદમ ફાર પડેચ કેકી! એટલું બોલી ધ્રુજતે અવાજે આગળ વધી કે રખે કોઇએ આપણે ફરતાં જોયાં હોય.' અણધાર્યા બોલો સાંભળતાંજ કેકી તાઅજુબીથી બોલ્યો, "એ તું શું બકેચ ફ્રેની?"

"કોણ જાણે મને એકદમ હમણા શું થાયછ."

"પણ તુંને એકદમ એ થાયછ શું?" ગભરાયલાં કેકીએ સવાલ કર્યો.
"ખોદા જાણે આજે મારૂં કલેજું કેમ ધડક ધડક થાયછ."

"તું તો ફોકટની ગભરાયછ, ફ્રેની! ચાલ આવ, જરા ગરમ ગરમ ચાહ પી." એમ કહી તેણીને હોટલ ગમી લઈ જાય તે પહેલાં ઝીણી તેઓની સામે થતાંજ "હલ્લો કેકી," ખુશ મીઝાજે તેણી જહાંગીર સાથે વિકટોરીયામાંથી ઉતરતાં બોલી. કેમ કંઇ ઘણે વખતે મળ્યાં, સારી કાંની છેવની?" "ફુરાઇટ વેલ, ઠેંકયું, "તમે કેમ છેવ?"

"ઓ કે" નો તેણીએ ટુંકો જવાબ વાળ્યો. પછી કેકી જહાંગીર તરફ ઇશારો કરતો બોલ્યો. "એવણ મી૦ કોણ છે!"

"મારા હસી" એમ કહી બન્નેને ઇન્ટ્રોડયુસ કરાવ્યાં કે તરતજ કેકી મશ્કરી કરતો બોલ્યો. "વાહ ભાઈ! લગનનું ભોણુંબી એકલાં એકલાં ખાઇ ગયાં!"

'લગન' બોલ નિકળતાંજ જહાંગીરના અંતઃકરણે એક ઉંડો નિશ્વાસો નાંખ્યો. તે ફક્ત ફ્રેનીજ જોઈ શકી હતી. "પણ તમારોજ પત્તો કહાં હતો? હમો તો તમુને રોજ યાદ કરતાં'તાં, કે તમે આજે આવશો કાલે આવશો. બિચારી જરખી તમારી વાર જોતાં જોતાં થાકી ગેઇ; ધનાબી બોલતીતી કે તમે આવવાના ઉતા પછી આયાજ નહિ."

"ખરેખર હું તો તદ્દનજ ભૂલી ગીયો." કેકીએબી તેટલાંજ પ્યારથી જવાબ આપ્યો.

આ અણુઘટતા વર્તનથી ફ્રેનીના દિલમાં અદેખાઇની આગ બેપરવાઈથી સળગવા લાગી. હવે તેણીને તેણીના ભાઇએ કહેલા બોલે બોલ ખરાં પડવા લાગા; કારણ કે ફ્રેની કેકીને એવો બદમાશ માનતી નહી હતી. પણ આજે તેણીએ નજરો નજરે જોયું હતું કે એક પરણેલી પરણેતર સાથે તેણીના ધણીની મોજુદગીમાં હી હી ને હાંચ હાંચ કરી નાચતો હતો હાં ખરેજ, કેકી ઝીણીને જોતાંજ હોંશથી બેહોશ બન્યો હતો. ને ગોયા ફ્રેનીની તો હાજરી વટીક ભૂલી જઇ, તેણીને પાર્ટી સાથે પણ ઇન્ટ્રોડયુસ નહી કરાવી હતી. જે એક કાંકણી છોકરીને માટે હદથી ઝીયાદા હતું.

તેણી હવે તેઓથી છુટી પડવાના ડેડાવથી જતી વખતે પણ તેઓનું મોંહ નહી જોવાના ઇરાદાથી જમીનને તીકતી તુચ્છકારથી બોલી. "કેખશરૂ મારી તબીઅત ઘણી બગડેછ; હું જાઉંચ."

"અરે ઉભી તો રહે; ચાહે તો પી જા; હું તો તદ્દન ભૂલીજ ગીયો." "થેંકયું" એટલું બોલી એક ઉભેલી ટેક્ષીનું બારણું ખોલી તેમાં બેસી ગેઈ; કે ગાડી તુરતજ કુલાબા કોઝવે રોડ તરફ હંકરાઇ.

આ અણુધાર્યા અપમાનથી કેકી બેહદ ગુસ્સે થયો. પોતાની ગલ્લતી તો ગોયા ભૂલીજ જઈ, ફ્રેનીનેજ દોષીત ઠેડવી, કશું પણ કહ્યા વગર ઝીણીથી છુટો પડયો. આ વિચિત્ર બનાવ જોઇ ઝીણી તો ડંગજ થઇ ખભાં ચઢાવતી જહાંગીર સાથે સ્ટેશન પર ગઈ તેવામાં ટ્રેન ઉપડવાનો ટાઇમ થતાંજ જહાંગીર ઝીણીને મળી ટ્રેન પર સ્વાર થયો. ટ્રેન ઉપડી, ઝીણી જહાંગીરને રૂમાલ વડે ઇશારો કરતી પ્લેટફોર્મ પર ઉભી રહી.

બીજે દિને કેકીને એરચબી પોતાના કુટુંબ સહિત કુંપનીને ખર્ચે આઉટ ડોર વર્ક માટે આગ્રા ઉપડી ગયા.

## પ્રકરણ—૧૦ મું.

"શેઠયા ? તમારી માનીતી ચીજ મળી ?" દરવાજા પર ઉભો રહી. શાવકનો ગભરાટ નિહાળતો પીલતન કદનો તેહમુરસ્પ તોટાપીસું સવાલ કરી વગર હુકમે સડસડાત અંદર દાખલ થઇ ટેબલ પાસે પડેલી ખુરસી ખેંચી બેસી ગયો.

"તેહમુલ, ઝીણી તો પરણી ગેઇ." શોધી કાઢેલું કાગળ્યું પેન્ટના ગજવામાં ઠેસવતો તે બોલ્યો.

"તો શું તારે લીધે બેસી રહે ?" જે સાંભળી શાવક ગુસ્સે થઇ બોલ્યો. બદમાશ ! તેં તો મને કહયું હતું કે તું મારા લગન ઝીણી સાથે કરાવી આપશે" ઉશ્કેરાયલા શાવકની મઝાક કરતો તે બોલ્યો. "શાંતિ પકડ દિકરા ! બદમાશને બદમાશ કેહવામાં પાપ નથી; પણ ખુદ બદમાશ હોઇ બીજાંને કહેવામાં પાપ છે."

"પાપ પુણ્યની વાત છોડ, મશ્કરી કરતાં તેહમુલને ધમકી આપતો તે આગળ વધ્યો. ને મારા સીધી રીતે પાંચસો રૂપિયા આપી દે."

"અરે યાર યેહ તો સોદા કર નક્કા હોગા. આપવાની વાત કહાં કરેચ; હું તો મારા કામના બાકી રહેલાં બીજાં પાચસો રૂપિયા લેવા આયોછ." નફફટ જવાબથી શાવક છેડાઇને મુઠ્ઠીમાં કાંઇ કાતીલ હથીયાર દેખાડતાં તેને ડરાવતો બોલ્યો.

"જો પાઝી !" જે જોઈ તેહમુરસ્પ ખડખડાત હસીયો ને તુરત ડરામનો દેખાવ કરી ભારી અવાજે બોલ્યો. શાવક ! એવા લોખંડના ટુકડા મારા શેઠ રીચર્ડસનના કારખાનામાં ઘણાંબી પડેલા છે જે જોઇ ટરનર તેહમુલ ડરી જઇ પોતાનો હક્ક છોડી દેય એવો પોચ્ચો ના સમજતો." કદાવર કદ ધરાવતા તેહમુરસ્પને પોતાની સામે બોલતાં બોલતાં ધીરે કદમે ધસી આવતો જોઇ, સુક્કી લાકડી જેવો શાવક ડર ને ગભરાટથી પેલાં હથીયારની હસ્તી વટીક ભૂલી જઇ ધ્રુજવા પડયો. આથી તે પોતાની ફત્તેહ થયલી જોઈ આગળ વધ્યો. જે રકમ તેં એકરાર નામામાં લખી આપીચ તે આજે લઇનેજ જવશ." "પણ કેવી રીતે ? પેલું હથીયાર ટેબલ પર મુકતાં તે બબાળીયો. તારા એકરારનામા પ્રમાણે તે મારી સાથે ઝીણીના લગન કરાવી આપવાનું કબુલ્યું હતું. જેથી ઉલ્ટું તેણી તો જહાં-

ગીર સાથે પરણી ગેઈ. જેથી હું ઉલ્ટો તારા એકરાર નામા મુજબ તારા પર મારા ફોકટના ખાધેલાં પાંચસોનો દાવો કરી શકું છ."

"મારા લખેલાં એકરાર નામા કરતા, તારૂં લખેલું કાગળ્યું. તુંને કાયદાની ચુંગાલમાં બરાબર ફસાવી દેશે સમજ્યો? તેહમુલ કદીબી વગર આધારે રમત રમતો નથી, જો આય તારા એકરાર નામાની નકલ." તે એક કાગળ્યું આપતો બોલ્યો. જે લઈ શાવક અત્યંત ઉશ્કેરણીથી વાંચવા લાગો.

તેમા શાવકે એમ લખ્યું હતું કે "જો તેહમુરરપ કોઇબી ઠગબાજી યા ચાલાકીથી ઝીણી સાથે તેના લગન કરાવે તો રૂ. એક હજારનો હકદાર થાય. આય મુર્ખાઇથી તે મન સાથે પસ્તાયો, છતાં હિંમ્મત એકઠી કરી તે કાગજ તુચ્છકારથી ટેબલ પર ફેંકતો બોલ્યો. "ઓહ! એની મને કશી દરકાર નથી. તારા બી એકરાર નામાની નકલ મારી પાસે છે." એમ કહી અકળાઈ ગભરાઇને શોધી કાઢેલું કાગળ્યું પેન્ટના ખીસ્સામાંથી ખેંચી કાઢ્યું. જે જોઈ તેમુરસ ખડખડાત હસ્યો, એકરાર નામું પોતાના ગજવાને સુપુરદ કરી શાવકના હાથમાં ધરેલું કાગળ્યું ખેંચી લીધું ને બોલ્યો—"આય એકરાર નામું કોઇ હાથમાં ધરી વાંચ્યાં પછી રદ ગણી તારી અક્કલ પર હંસી ચરડઈ ને ચીરી નાખશે."

'ચીરી નાખશે' શબ્દો પરજ તે કાગળ્યું હવાને હવાલે થયું તેવોજ શાવક ડઘાઇ ગયો; ને મનમાં પોતાની કરેલી મુર્ખાઇ પર ખીજવાવા લાગો. તે પોતાને હુશીયાર શિયાળ સમજી બહાદુર સિંહને ઠગવા ગયો હતો; પણ તેમ કરતા તો પોતેજ ઠગાયો.

આ જબરદસ્ત હાર જોઇ શાવક ઉશ્કેરાઇને ખીજવાતો બોલ્યો "અચ્છું બચ્ચા! ફોન કરવા રીસીવર ઉંચકી આગળ વધ્યો. હું તુંને હમણાજ પોલીસના પંજામાં સપડાઉછ."

"ખુશીથી તેરી મેરી જોડી બનેગી મઝેદાર! આય કાગળનો ટુકડો તમો મેહરબાનનીબી ખાતરદારી કરશે." એકરારનામાવાળા ગજવા પર આંગળી ઠોકતો નફટાઇથી તે બોલ્યો.

ચારો તરફથી સકંજામાં સપડાયલા શાવકે, હાલ તુરત તો ગળે આંદને મોઢે ડુચો મારી, "મારૂં એકરાર નામું કહાં છે?" કહી દશ દશની પચાસ નોટોનું બંડલ તેની સામે ધર્યું.

"એકને ત્રણ ચાર, ચારને, છ. દશને, બે બાર—ઉહું, બેક્કીનું નંબર ! નોટનું બંડલ બરાબર તપાસી લઇ ઉપલી નોટના નંબરનો સરવાળો કરતાં સીગલ કરતો આગળ વધ્યો. "જોવ મી. શાવકશાહ, આજે એકરાર નામું આપવાનું મુહુર્ત નથી, જો આજે મુહુર્ત હોતે, તો ખરૂં એકરાર નામું તમો સાહેબના હાથમાં જઇ પાછું સહીસલામત આવને ખરૂં ? ચાલો સાહેબજી." બે કદમ આગળ વધી પાછો અટકી જઈ, બોચી ખજવાળતાં શાવક ગમી જોઈ ટટ્ટા કરવા લાગા. "અરે હા ગાડી કરાવી આપશો કે ચાલતોજ જાઉં ? શાવકનું તદ્દન કોહી ગયલું જોઇ, દરવાજા તરફ જતાં બોલ્યો. ચાલો તારે પગેજ જતે !"

"તેમુલે ખુન કીધું ? ઓ બે.દાય હવે શું કરૂં ?" ખરા વ્હાલથી ચાહનાર પ્રાણીઆણી બુરી ખબર સાંભળતાંજ ગભરાઇ ગઇ જે જોઈ શાવક પેતરાં કરતો બોલ્યો.

'ગભરાવો નહિ નાજનંમાય કંઇબી કરી મને હમણા પાંચસો રૂપીયા આપો, હું તેને છોડવી લાઉ."

"કહાંથી આપું શાવકશાહ ? હમણા મારી પાસે બરીયુંછઅી શું !" શાવક તેણીને તેણીના દાગીના પર ધ્યાન ખેંચાવતો બોલ્યો. "કંઇમી કરો બેન, જેબી કંઈ હોય ને વેચી સાટી નાંખો; નહિ તો કાલ થતાં તમારો ધણી જેલ યા ફંસીને લાકડે લટકશે.' જે સાંભળતાં દેવી સમાન દિલદારે તરતજ પોતાને મહીરેના સઘળાં દાંગીના પોતના ખાવિંદને બચાવવા સારૂં ઉતારી આપ્યાં.

પ્રપંચી શાવકે બહાદુર તેહમુલ આગળ પોતાની હરેક બાજુથી હાર જોઈ, પોતાના પૈસા પાછા પડાવવા તે ભલી ને ભોળી ભામીનીને ઠગી, તેણીના દાગીના રમાડી ગયો હતો, જે આજ સુધી તેણીના છકેલ, દારૂડીયાં અને જુગારી ધણીના હથેથી સોહાસણનો સિંગાર સમજી બચી ગયા હતા.

એવી રીતે તે બદમાશે તેણીને ઠગી, તેણીના દાગીનાનો તુરત નિકાલ કરી પોતાને ઘેરનું ફરનીચર વટીક ફૂંકી, બે માસનું ચઢેલું ભાડું ડુબાડી, તેજ રાતે હવાઇ ગોળાની માફક કેઠે ગુલ થઇ ગયો.



## પ્રકરણ—૧૧ મું.

જહાંગીરના જવા પછી કેટલાક દિવસોથી તેની માતા મોતની બિમારીમાં પટકાઇ પડી હતી. તેણીની સેવા ચાકરી હમણાંથી ઝીણીને નાંની દોલી કરતી હતી, તેવામાં દરવાજાના ખડખડાટે ઝીણીનું ધ્યાન ખેંચાયું; કે તરતજ દોલીએ બારણું ઉઘાડતાંજ, ચાર ચંદ્ર સમાન ચ્હેરાવાળી છોકરીઓ અંદર દાખલ થઇ ને માહેલી એક તેણીને મેલે ગેલે કપડે બેઠેલી જોઇ નાકનું ટીચ્છકુ ચઢાવતી બોલી. "કાંય ઝીણી? તું હજુન તૈયાર નહિં થઇ! શું ફરવા નથી આવવાની કે?"

"નહિં, પાછી ગેઇ કાલથી માયજીની તબીઅત સારી નથી." જે સાંભળી બીજીએ સવાલ કર્યો, "તે શું કહેછ નથી આવતી?"

"નહિં" ફરી નાનો ટુંક જવાબ મળ્યો, આ વખતે તેણીને જવા તો ઘણુંજ ગમતું હતું, કારણકે તેણી પંદર દહાડાઓ થયા સાસુની સેવા કરતાં કંટળાઇ ગઇ હતી. આય ડગમગતા દિલની હાલત જોઇ તેણીના માયાળુ સાસુ ખુશ તોરથી બોલ્યાં. "જા દિકરા તારી ખુશી હોય તો; હમણા હું સારી કાંની છેઉ." જા નો શબ્દ સાંભળતાંજ ઝીણી ખુશ થઇ સાસુના ઢોલિયા પર અર્ધી ઢલીને બોલી. "તારે હું જાઉં?"

"સિધાર" ઝીણીનું માથું પસવારતાં ગુલબાનું બોલ્યાં. તેવીજ તે હરણી તેઓને થોભવાનો ઇશારો કરી રાંધણીમાં કપડાં બદલવા દોડી ગઇ. પછી પેલી ચાર ચળકતીઓ તેણીના ગરીબડાં ઘેરની મશ્કરી આપસમાં કીધી ને હાંઅ હાંઅ કરી કરવા લાગયો. કે શું ધન ધન ઘોરી સાથે પરણી કે જેના ઘેરમાં બેસવાને સારૂં તુટી ખુરશી પણ નથી.

હાય ગરીબી!

તેજ વખતે નાદાન પણ સમજું દોલીનાં અંતઃકરણમાંથી એક હાય નિકળી, ને કુદરતી રીતે બંન્ને માય બેટીની આંખોમાંથી લાગણીના આંસુ સરી પડયાં તેવીજ દોલી પોતાના નાંનકડા હાથ વડે માતાના રૂખ્સાર પરના ગરમ આંસુઓ લુંછતી ડચકાં ખાતી બોલી.

'મમા આપુને ખોદાયજીએ ગરીબ શું કામ કીધા હોશે?" એ શબ્દો પરજ ગુલબાનુંએ દોલીનું રડતું માથું ખરાં વ્હાલથી પોતાની છાતીમાં દાબ્યું કે તરતજ 'મમા હું જાઉછ' કહી ઝીણી પેલી નખરાળીઓ સાથે ઉતરી.

"ધરેરે ઝીણી તું શું સુફયાંની સાડી પહેરી આવી?" હજી તેણી કાંઇ કહે, તે પહેલાં બીજી 'બાનું ઇરાની' નામની એક છોકરી નાંકે રૂમાલ ધરતી બોલી. "ઇઅ, છિંઇ આય મુવું તારૂં ઘેર છે કે ગટર?"

"સમજ્યું કે પીલાંમાય?" પહેલે માળના વીરબાઇજી ડોસાં ફફડીયાં. "જોતા જાવો હમણાની ચળકતીઓને સાસું બિચારી જાઉંય આઉંચ કરેછને વહુજી નાચવા જઇ ઘેરની શોભા વધારેછ" પીલાંમાયના છેલ્લાં સખુનોએ ઝીણીના દીલ પર સખ્ત અસર કીધી પણ હંસમુખ સોસાયટીમાં તે સઘળું વિસરાઇ ગયું. અને તેઓ સિનેમા જોવા ઉપડી ગયાં.

રાત પડી જહાંગીર ટ્રેનથી ઉતરી સીધો ઘેર આવ્યો. ને બિમાર માતાની માવજત કરતી એકલી દોલીને જોઇ ધસારાભર ઓરડામાં ધસી જઈ ગભરાતથી બોલ્યો. "શું છે મમા, તમુને શું થયુંછ?"

"તું આયો દિકરા." ગુલબાનુંએ ઓવારણા લેતાં વાતનું વલાણુ ફેરવ્યું. જે સાંભળી જહાંગીર હા કહી, દોલી તરફ જોતાં આગળ વધ્યો. "ઝીણી કાં છે?"

"તે તો ફરવા ગેઇ."

"ફરવા ગેઈ?" જહાંગીરને બડબડતો સાંભળી, ગુલબાનુએ વહુની સોર લેતા કહ્યું. "નહિં નહિં દીકરા મેંજ બિચારીને જરા ફરી આવવા કહ્યું. ઘણા દહાડા થયાં મારી વેહ કરતા જરાસી થાકી ગેઈલી." આ બોલો પર ઝીણી ઓરડામાં દાખલ થઇ, ને જહાંગીરને જોતાંજ ખુશીના આંચકાથી ચોંકીને બોલી. "કયારે આયો જાંગુ?"

"તું કાંહ રાતના નવ વાગા સુધી મુવેલી? આવી સ્થિતિમાં મારી માયને એકલાં મુકી જતાં તુંને શરમ નહી આવી?" આય ન ધાર્યા સખુનો સાંભળતાંજ તેણીની આંખમાં આંસુઓ ભરાઇ આવ્યાં તેવાજ ગુલબાનું તે રડતું સર છાતીમાં ચાપતાં રીસાયલી અદાથી બોલ્યા—"જા બા, તું મારી ગાય ગુલાબ જેવી દીકરીને એમ હાડમાર ના કર."

કેવો વિચિત્ર વ્હાલ? કેટલો મીઠો પ્યાર! ખરેજ ઝીણી, જો તું નસિબવંતી હોતે તો આય માતા સમાન સાસુને લક્ષ્મી સમજી પુંજતે.



## પ્રકરણ—૧૨ મું.

માતાના મરણુના ગમથી કેટલાક દહાડાઓ પછી બિમાર પડેલો જહાંગીર આજે બેહાલ તાપથી તડપતો પાણી પાણી પોકારી રહ્યો હતો, જ્યારે તેની 'પષટાયલી પત્ની' જાણે બ્હેરીજ હોય તેમ આરસીમાં જોઇ ચુપચાપ પોતાની પહેરેલી સાડી નાઝો નખરાથી ઠીક કરી રહી હતી કેટલાંક વારે પાણીનું ગ્લાસ લાવી તુચ્છકારથી ઢોલીયા પાસેની ટેબલ પર પટકતાં કૂકડી. 'શું છે બુમ બરાડા શાના મારીયા કરોછ? હું કંઇ ઘેરની નોકરડી નથી, કે આખ્ખો દહાડો તમારૂંજ વહીતરૂં કર્યો કરૂં."

"ઝીણી મેં તારે ખાતર મારા લોહીનું પાણી કીધું. તા'રાજ કેહવા પર મેં મારી માયાલુ માતાને હોસ્પીટલમાં ધકેલી એ મોતે મારી, આજે તેજ શખ્સની કમજોર સ્થિતિ જોઈ તેનો ગેરફાયદો ઉઠાવેછ? "નિશાસા નાખતા આગળ વધ્યો. હાય! મેં આટલો પ્રેમ એક પથ્થરની મુર્તિ પરબી કીધો હોતે તો તેબી આજે તારા જેવી નિર્દય બની મારો તમાશો નહિ જોતે અગર એટલાજ પ્યારથી એક પ્રાણીને પણ ઉછેર્યું હોતે, તો તેબી એટલું જલ્દી બેવફા થઇ પોતાના ધણીને આવી કટોકટ હાલતમાં એકલું છોડી નહિ જતે, પણ બે મુરવ્વત તારામાં એટલીબી મુરવ્વત નથી?"

"જોર મારામાં એવું કશુંજ નથી તો પછી અહિંયા શું કાંકાં મારવા પડી રહ્યાછ? જાવો જ્યાં તમારી સેવા ચાકરી થતી હોય તાંહ જઇ મરો દુનિયામાં હોસ્પીટલના કંઈ તોટા નથી પડયા.

મગરૂરીથી મ્હોરદારને બોલતી જોઇ જહાંગીર દુઃખી થનો બોલ્યો. "હું તો તાંહ જઈ પડશ. ને કદાચ મરશબી પણ તું સુખેથી કદીબી નહિ રેહશે. એક દુઃખી ખાવિંદનું દિલ તોડી, તેના અંતઃકરણને દુઃખની દારૂન ઘડીએ આઘાત પોંહચાડી, કોઇબી બેવફા ધણીયાની કદીબી સુખથી ઉંઘે નહિ ઝીની ધણીના શ્રાપની કશી પણ પરવા કર્યા વગર, તેણી તિરસ્કારથી બારણા ગમી ચાલવા લાગી.

"કાંહ જાયછ ઝીની? દવાની શીશી સાથે ઓરડામાં દાખલ થયલી દોલી બોલી, કે તરતજ તે છેડાયલી વાઘણ નાદાન દોલીને જોરથી સામી ટીપાઇ પર હડસેલી ચાલી ગેઈ. દોલીના અથડાવાથી ટીપાઈ પરની બધી ચિજો જમીન પર પડી ગઇ; ને એક બંધ લેટર ઉડીને ઢોલિયા નજદીક જઈ પડયું, જેને જહાંગીરે ધ્રુજતા હાથે ને ધડકતી

છાતીએ ઉપાડી વાંચવા માંડ્યું. જે લેટર તેના પર બે દિવસ થયાં આવ્યું હતું. છતાં તેની નેકનારે જણાવવા વટીકની દરકાર લીધી ન હતી. તેણે હવે બહાર જવાના ઇરાદાથી કોટ પેહરીયો, જે જોઇ દોલી ગભરાતી, માર લાગેલા હાથનું ગુંદણુ દબાવતી, રડમસ અવાજે જઇને રોકતી બોલી. "ભઇજી તમે કાંહ જાઓછ? તમે ના જાવો, જોવ તમારૂં દીલ કેટલું તાપથી ધધરી આયુંછ."

"તું ના ગભરા મારી દોલી! હું ઓય આયો," એમ કહી દોલીને ધીરજ આપી તે બહાર પડીયો.

આ વખતે રસ્તા પરનો ફુંકાતો ઠંડો પવન, જહાંગીરની બિમારીમાં ઓર બી વધારો કરી રહ્યો હતો, તેને આવી હાલતે બહાર જવાનું કારણ ફક્ત તેની ફર્જ હતી, જે તે ભૂલ્યો હતો. પણ તેના દોસ્ત ફિરોઝના લેટરે પાછી તાજી કરી હતી, તે કાગળ રૂપિયાની માંગણી વિષેનું હતું.

દુ:ખ અને મજબુરીમાં ફસેલાં જહાંગીરે પોતાના લક્ષાધિપતિ શેઠીયા પાસે જઇ ઉછીના રૂપિયા એક હઝારની અર્જ કરી; જે સાંભળી તે મગરૂર માલદાર શેઠીયો છેડાઇને બોલ્યો. "આઠ આઠ દહાડાઓ થયાં બિમારીનું બહાનું કહાડી ઘેરમાં રેહવાયું; ને આજે રૂપિયાની જરૂરત પડી તા'રે કેવું અવાયું, શું હમણા તાપ ઉડો ગેઇ કે? હવે તમારી તબીઅત સારી થઇ કે?"

"સાહેબ," ગરીબ જહાંગીર દુ:ખી થતો બોલ્યો, મારો ખોદાય જાણેછ કે હમણા મારી હાલત કેવી દુ:ખી છે. પણ છેવટે ગરીબાઇનો ગુલામ થઇ, મજબુરીને તાબે થઇ, મને આજે આવી દુ:ખી હાલતમાં તમારી પાસે આવવું પડયું, અગર જો મારા નસિબે મને ગરીબ અને દુ:ખી નહિં કીધો હોતે, તો આજે તમારા જેવા એક માલેતુજાર માલિકની આટલી આટલી આજીજી નહિં કરવી પડતે."

"મી. જહાંગીરશાહ, અહિંયાં તમુને નાટક યા ફિલ્મની સ્પીચ કરવી ફોકટની છે. કોઇ નાટકશાળામાં યા સિનેમાં સ્ક્રીન પર કરો; કે જયાં તમારા આય કિમતી બોલોની કદર થાય."

"મારા મેહરબાન! અમીરીમાં આંધળા થઇ એટલાં મગરૂર ના થાઓ. આય દોલત, આય ઇજ્જત, આય શાનો શૌકત ખુદાઇ બક્ષેસ છે; જે આજ સુધી ન કોઇ પાસે રહી છે, ન કોઇ પાસે રહેશે." ગરીબી હાલતના ટીકા કરતા પોતાના મગરૂર માલેકને ચઢતી પડતીનો ચિતાર

બતાવી, ધિક્કારની એક નજર તે મગરૂર તરફ ફેંકી, ઝડપી કદમે તે બહાર પડયો. આ વખતે તેનો દોસ્ત ફિરોઝ ઓફીસના કાંઈ કામ સર બહાર ગયો હતો.

જહાંગીરના જવા પછી તે મગરૂર માલેક તેના મુકેલાં ચોખાથી કચવચી ઉઠયો. ને તેને પાછો બોલાવી કાંઇ મદદ કરે એવા ડેડાવથી ટેબલ પરની ઘંટી વગાડી. કે તરત એક પીઑન હાજર થયો; હજી તે માલેક કાંઈ તેને કહેવા જાય, તે પહેલાં નીચેથી આગ આગના ઉદ્ગારો સાંભળાયાં તેવાજ તેઓ ચોંકીયા ને શું બનાવ બન્યો છે તે જોવા બહાર નિકલ્યાં.

"પડતી પર પચાસ" દુઃખથી આઝેઝ બનેલા જહાંગીરને મહા જેહમતે આગના ભડકામાંથી બંબાવાળાઓએ બેહોશ બેહાલ હાલતમાં બહાર લાવી, હોસ્પીટલમાં ખસેડીયો. બાદ બંબાની મદદથી આગ તુરત બુજાવવામાં આવી. નીચે આવેલું મંચેરશાહનું ગોડાઉન ફક્ત સળગયું હતું, ને તેબી વરી સોદાનું હોવાથી ઝાઝું નુકશાન થયું નહિં હતું.

સંસારના સંકટોથી "પસ્ટાયલી પત્ની" આ સમયે પોતાની સહી મીટીઓ સાથે દરિયાઈ સફરમાં રંગ રાગ ઉડાવી રહી હતી. હસીખુશીમાં રાત થતાં, ઝીણી ઘેર આવી ને પોતાના ખાવિંદના ખતરનાંક ખબર સાંભળતાંજ તેણીની સઘળી ખુશાલી ઉડી ગઇ ને બોળું હૃદય ભાંગી ગયું. આ ઘડીએ તેણીને પોતાથી થયલી ભુલનો ઘણો પસ્તાવો થઇ રહ્યો હતો; અને કાંન પર તેણીના ધણીએ કહેલાં કાતિલ સખુનો અથડાયા કરતાં હતાં કે 'હું તો તાંહ જઈ પડશ, ને કદાચ મરશબી. પણ તું સુખેથી કદીબી નહિં રેહશે...' "નહિં નહિં" તેણી આય સખુનોથી કમકમી ઉઠતા બંને હાથો પોતાના કાંન ઉપર મુક્તા ધ્રુજી ઉઠી. છતાં હિમ્મત રાખી રડતી દોલીને સાથે લઇ હોસ્પીટલ તરફ ઉપડી ગઈ.

"ઓ જહાંગીર! મારા વહાલા જહાંગીર! કંઇ તો બોલ, ફક્ત એક વખત તો બોલ કે મેં તુંને માફ કીધી." પહેલીજવાર ફક્ત પહેલીજવાર, તેણીએ ખરાં વ્હાલથી પોતાની લાઇફમાં 'વહાલા' શબ્દો સાથે પોતાના ભલા ભરથારનું નામ આજીજી કરતાં પોકાર્યું હતું. ઝીણીને કલાપીટ કરતી જોઇ દોલી વધું હિમ્મત હારી રડતી બોલી. "બઇજી બોલોની બઇજી, તમુંને શું થયુંછ? તમે કાંય નહી બોલતા? આય બોલોથી ઝીણીનું દિલ વધારે ભરાઈ આયું. તે પાછી દચકાં ખાવા લાગી. જે જોઈ ત્યાં

ઉભેલા એક જરથોસ્તી ડોકટરના દિલમાં ચુથઈ આવતાં, તે ધીરજ ભર્યાં શબ્દોથી બોલ્યો. "ધિરજ ધરો લેડી. એમ બિહવાનું કંઇ કારણ નથી, એવણ ઘણાં જલ્દી હોશીવાર થશે."

હજી તેણી તે ભલાં ડોકટરનો આભાર માનવા જાય, તે પહેલાંજ તેણીની નજર ત્યાં ઉભેલાં પોલીસમેન પર પડી. "ડોકટર, પોલીસની હાજરી શા વાસ્તે ?"

"મી૦ મલબારીના ગોડાઉનમાં લાગેલી આગમાં એવણનો હાથ હોય એમ કહેવામાં આવેછ." ડોકટરના શબ્દો સાંભળતાંજ ગોયા તેણીનું લોહી થંભ થઇ ગયું.



## પ્રકરણ—૨૩ મું.

સુખી, ખરો સુખી કોણ ? ગરીબો કહે છે કે અમીરો સુખી છે; કારણ કે તેઓ કોઇબી ચીજના મોહતાજ હોતા નથી. પણ કુદરત કહે છે, કે આય જેહાનમાં સુખ દુઃખ સાથેજ સર્જાયલું છે; કોઇબી આ બેરંગી આલમમાં એક સરખી હાલતે રહેતું નથી, ગરીબ હોય યા અમીર, શાહ હોય યા શાહુકાર, તે ઇન્સાફી કુદરત સર્વને સુખ દુઃખનો અનુભવ કરાવે છે.

આજે કેટલાક દહાડાઓ થયાં માલદાર શેઠીયા બેહરામજી કબીરને ત્યાં ખુશાલીનું એકબી ઝીણું ચિહ્ન દેખાતું નથી. જે ઘેર રોજ ખુશાલીઓના સરોદોથી ગાજી રહેતું હતું, તે આજે સીહા રાત્રોની માફક શાંતિની ચુપકીદી વર્તાવી રહ્યું છે. આ હયરતનાંક હાલતથી કમ કિસ્મત કબીર કુટુંબ પોતાની મગરૂરીથી થયલી ભુલ પર પસ્તાઇ રહ્યું હતું. અગર જો તેઓ ગરીબી ને અમીરીનો ખ્યાલ નહિં કરતે, અને પોતાની પ્યારી પુત્રીને પ્યાસી નહી રાખતે, તો આજે તેઓ આ છતાં સુખે દુઃખી થવા નહિં પામતે. ફ્રેનીની આજની વધારે બગડેલી હાલત જોઈ તેણીના માતા તેહમીના કબીર કમકમાત સાથે રંજનો નિશાસો નાંખતાં બોલ્યાં. "ઓ ખોદાય શું થયુંછ મારા બચ્ચાને, આજે સાલઓહ જેવા દહાડેબી દુઃખી છે !"

"શું છે મમા હું તો ઘણીજ સુખી છેઉ." દુઃખી હોવા છતાં સુખના ઢોગ કરતી ફ્રેની બોલી. "મારામાં તમે એવો શું ફરક જોયો

મમા, જેથી હું તમુને દુઃખી દેખાઉછ; શું હું ખાતી પીતી નથી! ફરતી હરતી નથી! ગાતી બોલતી નથી! બોલો, બોલો મમા એવું શું છે મારા મા?" એટલું બોલી પોતાના નાજુક હાથે માતાના ગાલ પસવારતાં તે સાચ્ચાં વ્હાલથી વળગી પડી; હવે શું કહે તે માયાળુ માદર કે તેણીની હમણાંની હાલત કેવી હતી?

ખરેજ હાલની ફેની આગળી ફેનીનો માત્ર ઓળોજ હતો.

"ફેની, હવે તારૂં આય દુઃખ મારાથી જોવાતું નથી, માન્યું કે તું ફરેચ હરેચ પણ એક ચાવી આપેલા પુટલાંની માફક, તું ખાયચ પીયેચ પણ એક બચ્ચાંની માફક, જે જોઇ જોઇને મને રોજબરોજ ઘણો બળાપો થાયચ."

હજીબી ફેની જુઠું બોલવું જારી રાખી મક્કમતાથી બોલી "પણ હું શું કરૂં મમા હમણાં કંઇ મારા તબીયત એમજ લથડી પડીછ."

"નહિ, હવે તું જુઠું બોલી તારો માતાથી છુપાવી શકનાર નથી પોતાની માદરને તકાજાથી બોલતા જોઈ ફેનો ડરથી કપાળ ચઢાવી ચોંકી કે તરતજ તેહમીનાએ અધૂરા પડેલા બોલો પાછા તેજ ફોર્સથી ઉચ્ચાર્યા ડોકટરો સાફ કહી ચુકયાછ કે તુંને તનનું દુઃખ નથી મનનું છે."

"ફેનીને નિરાશાનો નિશાસો નાખતી જોઈ તેહમીના શાંત પણે અજબનો ઢબથી બોલ્યા. "દિકરા શું તે દુઃખ તારી માતાથીબી છુપાવશે? મને નહિ કહશે તો કોણને કેહશે? મારી હાલત જો દીકરા હવે મન મારો જીંદગીનો ભરોસો લાગતો નથા જો તું એમજ ને એમજ ગમમાં પડી રેહશે, તો તારો ફીકર કરતા કરતાં કાઇ દહાડે મારો જીવ ઉડી જશે."

"મંમા ખોદાયને ખાતર મને એવા સવાલો ના કરો જેનો જવાબ સાંભળતાં તમે મારા કરતાં પણ હજાર ઘણા દુઃખી થશો.

"કંઇ નહિ દીકરા હું મારી ફીકર ના કર. ને જેબી કંઇ તારા દીલમાં હોય તે બે ધડક કહી દે.'

"કેહવાથી શું ફાયદો થશે મમા?" પ્રેમ નિરાશા વડે નિરાશ બનેલી પ્રેમીકાને જોઇ, તણીના માતા પાછા હિમ્મત આપતા બોલ્યાં. "ઘણોજ ફાયદો થશે, ને મારી દીકરી જેબી ચીજ માગશે તે મળશે ને તેથી હમોનેબી સુખ થશે."

"કદાચ તે મારે લાયકની નહિ હોય તોબી!"

"હા દીકરી જો તે ચીજ દુનીયામાં મળી શકતી હોય તો જરૂર, ભલેની પછી તે બીજાને ખપની નહિ કાંય હોય! હવે તો કેક મારી દીકરી ?"

"કેકીને લીધે મમા," નીચી મુડીએ એટલું બોલી ઉમ્મીંદથી ડોક ઉંચકી પોતાની માતાને ખામોશ જોઈ હયરતથી તેણી ડોળા ચઢાવતી બોલી, "પણ તમે મુગાં કેમ થઇ ગીયાં મમા શું તે મને નહિ મળશે ! જે અપાવવા તમે હમણા મને હા કહી રહ્યાં હતા.

"મળશે દીકરા, નીશાસો નાખતા તેહમીના બોલ્યાં પણ આય વાત અત્યાર સુધી છુપી રાખી એટલી બધી હેરાન કાંય થઈ?"

"મમા હું તો હમણાથી હેરાન છેઉં, નિશ્વાસ બોયલી ફ્રેની એટલું બોલતી આગળ વધી. હું નહિ ધારતી કે આય વાત કેહવા છતાંબી મારો મુરાદ મારા પપા કે ભઈ પાર પાડવા દેય."

"તારી ભુલ છે દીકરા! તારો બાપ એટલો કપટી નથી." દરવાજાના પરડા પાછળ ભરાઇ રહી પોતાની દીકરીનું સઘળું દુઃખ ભર્યું દાસ્તાન સમજ્યા પછી જાહેર થતા બેહરામજી કબીર ઉપલા બોલો બોલ્યા.

પોતાના બાપને ત્યાં હાજર જોઇ ફ્રેની તો ડંગજ થઇ ગઇ, ગભરાત સમ્યાબાદ ઉલ્ટમંદીથી તેઓ આગળ દોડી જઇ બોલી, "શું પપા તમે ખરેખરજ કેહોછ?"

"હા મારી દીકરી," જે સાંભળી ફ્રેની ખુશ થઇ પોતાના નાહાનકડા હાથની આંગળીઓમાં આંગળીઓ ભેરવી ખુદાનો શુક્ર ગુજારતી બોલી. "અય પરવરદિગાર, આજે હું ખરીજ સુખી છેઉ."

× × ×

"હું આજે ઘણીજ દુઃખી છેઉ."

તેજ વખતે બીજી બાજું દુઃખના દરિયામાં ડુબેલી ઝીણી હોરપીટલમાં બિમાર ધણી પાસે બેસી નિશ્વાસો નાંખ્તી હતી. એવી રીતે ગઈ રાતથી તેણી ભૂખી તરસી પોતાની કરેલી નાસમજ ભરી ભૂલ પર પસ્તાઇને પસ્તાવો કરી રહી હતી. જે તેણીના હાલમાં હોશમાં આવેલાં ભલા ભરથારને ખમવા કરતા વધારે હતું, કારણ કે એક તો તેનું શરીર આગની જલનથી જળી રહ્યું હતું, ત્યારે તે પર તેની મ્હોરદારનું માહતમ ગોયા નિમકનું પાણી છરકતું હતું; છતાં તે જખુન દુઃખની પરવા નહિં કરતાં જહાંગીર પોતાની પ્યારીને પવિત્ર પ્યારથી પસવારતો દર્દ ભરયા અવાજથી બોલ્યો.

"હવે તો બસ કર ઝીણી, તારાં આય આંસુઓ મારા શરીર પર થતી જલનમાં ઔરબી વધારો કરેછ."

"મારા વહાલા જહાંગીર મારાથી તે ભૂલાતું નથી; તે દહાડો, તે વખત, તે ઘડી હજુન મારી નજરની સામે ભમ્યા કરેછ, ને મને ડરાવી ડરાવી કહેછ કે તું ગુનેહગાર છે; તું ઘાતકી છે; આય બધું તારીજ કરણીનું ફળ છે." છેલ્લાં શબ્દો સાથે ઝીણીએ પોતાનું રડતું સર જહાંગીરની છાતી પર નાંખી દીધું; જે જહાંગીરે ખરા વ્હાલથી છાતીમાં દાબતા કહ્યું.

"ભૂલી જા, મારા જાન, તે સઘળુંએ ભૂલી જા. તેની હવે યાદ કરવી આપણે લીધે ફોકટની છે.' નિશ્વાસો સાથે નિકળતા શબ્દોથી ઝીણી વધારે રડવા લાગી તેવોજ તે વાતનું વલાંન બદલતો બોલ્યો. "દોલી, કાંહા છે ઝીણી ?"

"બિચારી આખ્ખી રાત રડી રડીને હમણાજ સુતીચ." આંસુ લુછતાં રડવાના ડચ્કાં ખાતી ઝીણી આટલું બોલી પાછી જોર જોર રડી પડી.

એવી રીતે કેટલાયક દહાડાઓ સુધી દુઃખના દારૂન દરિયામાં જહાંગીરની જીંદગીનું વહાણ, એમથી તેમ અથડાતું રહ્યું. છેવટે તે સારો થયો, ને તેનો આગ સંબંધીનો કેસ કોર્ટમાં ચુકાયો; જેના ચુકાદામાં અદાલતે તેણે અપરાધિ ઠેરવી રૂપિયા ત્રણસોનો દંડ કર્યો. જે પોતાની કંગાલ સ્થિતિને લીધે ભરી નહિ શકવાથી વગર વાંકે જહાંગીર છ માસ જેલ જવા મજબુર થયો. કારણકે ચોક્કસ પુરાવાથી અદાલતનું એવું માનવું હતું કે આગમાં ફક્ત જહાંગીરનોજ હાથ હતો; સબબ કે તે મજકુર બનાવ પહેલાં જહાંગીર પોતાના માલેક પાસે ઉછીના રૂપિયાની મદદ માંગવા ગયો હતો ને તેના કારણસર તેઓ બંન્ને વચ્ચે બોલા ચાલીનો મોટો ઝગડો થયો હતો. એ પરથી ચોક્કસ સાબિત થાયછ કે કિનાના માર્યા જહાંગીરેજ પોતાના માલેકનું નુકશાન કરવાના ઠેરાવથીજ નિચે આવેલાં તેઓના ગોડાઉનમાં આગ લગાડી હતી. જેથી તે આગે તુરતજ ભડકું લઇ બિમાર જહાંગીરને બી સપડાવી લીધો હતો. એ પ્રમાણે તેની સામી બાજુના વિરૂદ્ધ આરોપો ઘણાં બળવાંન હતા, જ્યારે તે બેગુન્હા બંદો તેનો સાબીત પુરાવો કરવાને અશક્ત હતો.

શું જહાંગીર બેગુન્હા હતો ? હા વાંચક તે ખરોજ બેગુન્હા હતો. આગ તેને નહિ લગાડેલી, પણ કુદરતી રીતે અણધારી લાગી હતી, જેને

જહાંગીર પર મુસિબતની માહતમ વર્સાવી હતી. તે ફક્ત ખુદા ને જહાંગીરનું મનજ જાણતું હતું. આ અણધારી આફતની અફડાતમાં આવેલો જહાંગીર જેલ જતી વખતે પોતાની દિલનવાઝ દિલબરને દિલાસો આપતો બોલ્યો, "મારા જાન તું જરાબી ફિકર ના કર, ખોદાના ફઝલો કરમથી આ.ય છ મહિના છ અઠવાડીયાંની માફક પસાર થશે; ને તારો જહાંગીર તુંને ઘણો જલ્દી પાછો આવી મળશે."

"નહી નહી ભઇજી તમે મને એકલી મુકી ના જાવ. કોના આધાર પર મને અહી છોડી જાવોછ, મારૂં અહીયાં કોણ છે?" દોલી બોલી.

'દોલી મારી દોલી તારો ખુદા નગેહબાન છે.' ભઇના પગ પકડી રડતી દોલીને જહાંગીર છેલ્લી એક યાદગીરીની કિસ કરતો બોલ્યો: તેવીજ તેણી પાછી બજીદ થતી બોલી "નહી નહી ભઇજી હું તમારા વગર નહીજ જીવસ."

"એમ ના બોલ મારી દિકરી હું તુંને મારી જીંદગીના ભોગેબી સુખી રાખશ. એટલું બોલી ઝીણી, રડતી ચશ્મે જહાંગીર તરફ જોતી આગળ વધી.

"જહાંગીર, વહાલા જહાંગીર, શું ખુદાયે મારા નસિબમાં સંસારનું સુખ એટલુંજ લખ્યું હતું?' નહિ. તે અભાગણીના કિસ્મતમાં સંસારનું સુખ એટલુંબી નહિં લખ્યું હતું, કે તેણી આવી કરૂણ ઘડીએબી જીગરથી જકડાયલા જહાંગીર સાથે ખુલાસાથી બે બોલ બોલે. હજી તો તેણી આટલા શબ્દોબી બોલી નહિં હોશે, તેવામાં તો તેણીના સમયનો શત્રુ આવ્યો, ને હુકમ સંભળાવ્યો કે વખત થઇ ગયો, આ હુકમને તાબે થઇ, રડતી દોલીને ઝીણી અફસોસ સાથે છુટી પડી.



## પ્રકરણ—૧૪ મું.

પ્યાર...એક એવો બેકિનાર દરિયો છે, જેમા આકાશના પવન રૂપ મનવાળી સ્ત્રીઓના ડગમગતા દિલની હલકી નાંવ ડૂબી જાય છે.

જહાંગીરને જેલ જવાને બે મહિના પછી કેકી અગ્રાથી મિનર્વા મુવિટોનના અર્ધા એકટીંગ સ્ટાફ સાથે પાછો ફર્યો હતો, જ્યારે કામ પુરૂં નહિં થવાથી એરચ ત્યાંજ રોકાયો હતો તેમજ કેકીનું કુટુંબ બી એરચના

કુટુંબ સાથે ભેળાઇને ત્યાંજ રહ્યું હતું. એક દિવસે કામ નહિં હોવાથી જલ્દી છુટી પડી. તે કેકીને ઘણી કંટાળા ભરી લાગી, કારણકે તે એટલો જલ્દી ઘેર જઇ શું કરે! તેવામાં તેને યાદ આવ્યું કે તેની કુંપનીનો કોમિક એક્ટર રૂસ્તમ ઠુંઠી, બે દહાડા થયા નહિં આવતો હતો, તેથી હાલ તુરત તો તે પોતાના દોસ્તની ખબર પુછવા સોપારી બાગ પર આવેલી ચાલમાં ગયો. આ ઘડીએ તેને શું જોયું? તેણે જોયું કે તેના દોસ્તના રૂમ પાસેના ઓરડામાં એક કંગાલ દુ:ખી ભોજાઇ નાનકડી નણંદના નિર્દય મોત પર માતમ કરી રહી હતી. એજ વખતે ત્રણ માસના ચઢેલાં ભાડાંની ટાંચ આવી ઉભી. આ જોઇ કેકીએ તે નિરાધાર નારને એક ભાઇ તરીકે મદદ કીધી, ને જ્યાંસુધી પોતાના ઘેરના પાછા ફરે નહિ ત્યાંસુધી કેકી તેણીની સાથે રહેવા લાગો. બંન્ને એક બીજાને પવિત્ર પ્યારથી ચાહવા લાગાં પણ 'ઓરતનું મન આકાશનો પવન' તેણી પર આટલી આટલી આફત પડવા છતાં તેનો કશો પણ ખ્યાલ નહિ કરતાં દિન પર દિન તેના પ્યારના દરીયામાં ઘસડાતી ગઇ; ને કેકીને ભાઇ નહિ પણ ભરથાર તરીકે ચાહવા લાગી. તે મતલબ આપણો ભોળો કેકી સમજી શકયો નહિ; ને તેણીને એક માય જણી બ્હેન કરતાં વધારે વ્હાલથી ચાહવા લાગો. આ વખતે તેની દુનિયા સુખી હતી. તેણે ઘણીક વખત વિચાર્યું; કે એરચ પર એક લેટર ડ્રોપ કરી આાય સઘળી હકીકતથી તેને વાકેફ કરે, પણ તેમ કરવાને તેને તેના મિત્રનો તેજ ગુસ્સો ડરાવતો હતો એજ એક માત્ર હાલના સુખ વચ્ચે રંજ હતો બાકી ફ્રેનીને તો તે બિલકુલજ ભૂલી ગયો હતો. એક દહાડે તેઓ સીનેમામા ગયાં તે સમયે કેટલાક નિન્દાખોરો બંન્નેના બારામાં બુરૂં ભલું પોતાના નિચ મોઢાંથી ઉચ્ચારતાં હતાં. પણ તે સાથે કેકીને શો સબંધ? તેનું દિલ સાફ હતું; તેનું મન પાક હતું; ને તેનો વિચાર પવિત્ર હતો. જ્યારે તેણીનું વર્તન તેનાથી ઉલટુંજ હતું. કારણ કે તેણીનું દીલ દગાથી ભરેલું હતું; મન બુરાં હવસોથી નાપાક થયું હતું; ને તેણીનો વિચાર નીચ વાસના તળે દબાયલો અછૂત હતો.

'શો' પુરો થયો. બહાર નીકળતાં તે પગથી માથાં સુધી ચોંકયો; કારણ કે ભૂલાયલી ફ્રેનીની હાજરી કેકીની ચશ્મો પર પડતાંજ, પુરાણાં પ્યારનો ઉભરો ચઢી આવ્યો. પણ અફસોસ તેણે જોયું કે શરમાલી આલમની માફક ફ્રેનીબી તેના તરફ ધિક્કારની નિગાહથી જોઇ, ચાલી ગઇ હતી. બસ

તે દિવસથી કે હમણાની ઘડી સુધી કેકી ગમમાં ગિરફતાર રહ્યો. તે જોઈ એક દહાડે ઝીણીએ સવાલ કર્યો. "શું છે કેકી? તું કંઇ ઘણા દહાડાઓ થયા વિચારમાં છે?"

"શું છે બ્હેન હું તો કોઇ વિચારમાં નથી."

ઝીણી 'બ્હેન' બોલ પરજ ચોંકીને હયરતથી પાછી બોલી, "કેકી પહેલાં તો મેં કદી તારે મોંહને એવા બોલા સાંભળાયાં નહિ હતા આજે તું એ શું કહી રહ્યોછ; ખુલ્લાસાથી કેહ મારા વહાલા તારા પર એવી શું આફત છે? શું એવું સંકટ છે જેથી તું રાત દિવસ દિવાના જેવો રહેછ?"

તે હવે શું કહે! અહિંયા એક પ્યારને ફરજનો મોટો સવાલ ઉભો થતો હતો. એક તરફ ફ્રેનીનો પ્યાર હતો. જ્યારે બીજી બાજુએ, ઝીણીને એક સાચ્ચા ભઇ તરીકે સાથ આપવાની ફરજ હતી, જો તે ફ્રેનીનો પ્યાર હાસિલ કરવા ચાહે, તો તે એક ભાઈ તરીકેની પવિત્ર ફરજ અદા નહિ કરી શકે. સબબ કે ફ્રેની ઝીણીને ઝહર સમાન ધિક્કારતી હતી. અગર જો તે ઝીણીનો સાથ એક સાચ્ચા ભઇ તરીકેની ફરજ સમજી આપે, તો તે ફ્રેનીને હાસિલ નહિ કરી શકે. કારણ કે ફ્રેનીની અદેખી આંખોમાં તે પવિત્ર પ્યાર અપવિત્ર દેખાતો હતો, આ સઘળા વિચારો તેના મગજમાંથી એક પળમાં પસાર થયાં હતાં. જેને ઝીણી સમજી શકી ન હતી, છેવટે કેકીએ જ્યાં સુધી જહાંગીર જેલથી છુટી નહિ આવે ત્યાં સુધી ફરજનું કર્જ પ્યારના ભોગે અદા કરવાનો ઠેડાવ કરી, જરા ખીજવાટથી બોલ્યો. "શું મને સતાવ્યા કરેછ ઝીણી! એવી કોઇ બાબદ હોતે તો તુંને જણાવતે નહિ."

"તું શું જાણેછ કેકી! કે હું તુંને કેવા વિચિત્ર વ્હાલથી ચાહતી આવીછ; ને ચાહુંછ મેં જે દહાડેથી તુંને ધનને તાહ જોયો તો, તે દહાડેથી કે આજનો દિવસને હમણાની ઘડી સુધી તેવાજ વ્હાલથી ચાહુંછ," આ બોલોથી કેકીના દિલમાંથી એક અજબ જેવી કંપારી પસાર થઇ. તે હવે ગંભીરતાથી બોલ્યો. "ઝીણી તમુને એ સમજવું જોઇએ કે તમે એક હૈયાત ધણીના ધણીયાણી છેવ."

"એ હું જાણુંછ કેકી, પણ વ્હાલ વગરનો પ્યાર એક નિમક વગરના કિમતી પકવાન બરાબર છે. મેં તેને આજ સુધી કદી સાચ્ચા વ્હાલથી ચાહયો નથી; જેવી હું તુંને ચાહુંછ, તેવી મેં તેની અત્યાર સુધી કશીજ સેવા કીધી નથી જેવી હું તારી સેવા કરવા ઇચ્છુછ." કેકીના પ્યારમાં પાગલ

બનેલી ઝીણીએ જુઠું બોલી બીજું પાપ કર્યું. તેવોજ કેકી તેણીને હોશ ધરાવતો બોલ્યો. "ઝીણી! તું મારી સેવા કરવા નથી ઇચ્છતી; પણ પાપી હવસમાં હોશ ખોઇ તારી સાથે મનેબી ગુન્હાના ગલીચ ગારમાં ધકેલવા ચાહેછ"

"નહિ નહિ કેકી તેણી અત્યંત લાગણીથી કકળતી બોલી. હું તો મારી બાકી જીંદગી તારા કદમોંમાં ગુજારવા ચાહુંછ; જો મારી એ છેલ્લી ઇચ્છા ના ફુંકરાવ," છેલ્લા શબ્દો સાથે તેણીએ પોતાનું રડતું સર કેકીની ખભા પર જુકાવી દીધું, કે તુરત તે તેણીની બંન્ને બાહુઓ પકડી, ઢંઢેરતો જોરથી બોલ્યો. "ઓ ઝીણી, આય તું શું બોલી રહીછ! આજે તુને શું થયુંછ?"

"આજથી નહિ, કેંક દહાડાઓથી આય દિલ દિવાનું બની રહ્યુંછ." બેહોશ થતી ઝીણીને કેકીએ ખુરસી પર બેસાડી, ને પછી પોતે બાજુની ખુરસી પર બેસતાં શાંતપણે તેણીને સમજાવતો બોલ્યો. 'ઝીણી, મારી વ્હાલી બેન ઝીણી તુંને એવા ગલીચ સખુનો કદીબી બોલવા નહિ જોઇએ. એ તુંને કદીબી ભુલવું નહિ જોઇએ કે હું એક ભલા ભરથારની ભલી ધણીયાણી છું. યાદ કર તેની ભલઇ; કે જેને તારે ખાતર પોતાની પ્યારીથી પ્યારી ચીજો કુરબાન થવા દીધી. પોતાના પ્યારા પ્રાણ વરીકની પરવા નહિં કીધી. એવા ધણી સાથે બેવફા થાયછ ઝીણી?"

"કેકી, મોહબ્બતને મોહબ્બત જીતી શકેછ નફરત નહિ હું તુંને ચાહુંછ, તેને નહિ. હું તારી સેવા કરવા ઇચ્છુંછ, તેની નહિં."

કેકી હવે જરા છેડાઇને બોલ્યો. "તું સેવા કરવા નહિ! સત્યાનાશી કરવા ઇચ્છેછ. પ્યારના નશામાં મંદહોશ બનેલી તારી આંખો, તુંને દગો દઇ રહીછ; તુંને દીન ધરમ ને નીતિથી નિચી પાડી રહીછ; તારી એક ધણીયાણી તરીકેની સાચ્ચી ફરજ ભુલાવી રહીછ."

"કેકી, ઝીણીને તો ફક્ત તારી ના ની નાજ, તરસાવી રહીછ. હું જાણુંછ કે તુંબી તને મારી માફક મોહબ્બતની આગ ભડકાયછ, પણ તું તારી ઇજ્જતના ખ્યાલથી બીક ખાયચ. કેકી, આય આપણી છુપી દોસ્તી દુનિયા તો શું પણ દરો દિવારબી નહિં જાણશે."

ક્રોધ પર કાબુ રાખી, કેકીએ દીલમાં દબાવેલી આગ તેણીના છેલ્લાં શબ્દોએ સ્ટવના ભડકાં મિસાલ ભડકાવી; તે ગુસ્સાથી અતિશય તપી

જાઇ ઝીણીનું પ્રેમની ભિખ માંગતું જુકેલું સર બાજુ હડસેલી દઈ ધિક્કારથી બોલ્યો. "ઓ બેશરમ લયાન્ત હોજો તુજ પર."

"બદમાશ, તેણી દાંત કચકચાવતી ઉશ્કેરણીથી બોલી. પહેલાં મ્હારા પ્યારમાં પનાહ પાઈ, મને મીઠી મીઠી વાતોથી ફુસલાવી; મારા અનમોલ અરમાનોનું ખૂન કરી હવે શરાફનો સાહ્યો પહેરેછ. ધિક્કાર છે તારા પર, થુ છે તારી જીંદ......' હજી તેણી આગળ વધે તે પહેલાંજ કેકીએ એક સજ્જડ તમાચો ખેંચી કાઢયો. તેણી તે લાલ થયલો ગાલ પકડી રડતી ઉંધે મસ્તકે ઢોલિયા પર જઈ પડી. કે તુરત ક્રોધની તેજ કદમે કેકી તે નીચ ઓરડામાંથી બહાર પડયો. હવે એરચના કહેલાં શીખામણ ભર્યાં શબ્દો એક પછી એક તેના કાન પર પડવા લાગ્યાં 'કેકી, ઝીણી ઓ નહિં પણ હવસી ભમરો છે, જે એક ફુલનો રસ ચુસી ગુંન ગુંન તો જઈ બીજાં ફુલને લોભાવેછ; ને રસ ચુંસાઇ ગયલું ફુલ કરમાયછ કે સુકાયછ તેની કશી પણ પરવા કરતો નથી.' હાં તે ખરૂં હતું હવે કેકી છતી આંખે બાંધેલી ઠોકરથી ઘણો પસ્તાઇ રહયો હતો, તે વિચારમાં ને વિચારમાં સુપારી બાગથી ભાયખલ્લા સુધી આવતા બે ત્રણ વાર મોટર ગાડીમાં આવતો બચી ગયો હતો. છેવટે રાણીબાગ આવી પોંહચતાં લોકોની ધમાલે તેનું ધ્યાન ખેંચયું, આજે ત્યાં મુન લાઇટ બેન્ડ હતું એ જાણી તેબી પોતાના તપેલા મનને શાંત કરવા અંદર દાખલ થયો.



## પ્રકરણ—૧૫ મું.

રાત ચાંદની હતી, પુનેમનો ચંદ્ર એ વેળાએ પ્રકાશતો, ને બાગના રંગબેરંગી ફુલો પર પોતાની અવનવી રોશની ફેંકતો. આ રળીયામણી રાતે સૈઉ કોઇ પોત પોતાની મજાહમાં મશગુલ હતા. ત્યારે બે જવાન જીવડા પોતાના પસ્તાવામાં પડેલા હતા તેમાનો એક આપણો નાદાન કેકી ને બીજો તેની આશાનો આધાર ફ્રેની હતી. આજે ફ્રેનીબી પોતાની માતા સાથે દિલનો ગમ ગલત કરવા આવી હતી, પણ તેણીના બેચૈન મનને અહિંયાબી ચૈન નહિ પડતાં પોતાની માતાને સહી મીટીઓ સાથે વાત કરતી છોડી ત્યાંથી કેહ દુર ફુવારાની પાર પર જઈ બેઠી ને પાણીમાં પડતી ચમકદાર ચંદ્રની રોશનીમાંબી તે દિવસવાળો કેકી ને ઝીણીનો દેખાવ હમણાબી ગોયા

ફીલ્મ મીસાલ જોતી હતી તેવામાં કેફી ત્યાં ઓચીંતો આવી લાગો ને તેણીને જોતાંજ ઉમ્મેદથી બોલ્યો. "ફ્રેની, ફ્રેની" તેણી કશો પણ જવાબ વાળયા વગર ખામોશીથી એકકી ટશે પાણીમાંજ જોતી રહી, તે જોઇ કેફી તાઅજુબીથી બોલી ઉઠ્યો. "ફ્રેની, પાગલની માફક પાણીમાં શું જોઈ રહીછ ?"

બદલાતી દુનિયાના રંગ," એટલું બોલી આગળ વધી હું સમજતી હતી કે આય દુનીયા આતીશ જેવી પાક હોશે હું ધારતી હતી કે દુનીયા-વાળા પાણી જેવા નિર્મળ હોશે કેફી તરફ જોઇ ક્રોધથી બોલી. પણ તે બધું જુઠું હતું દગો હતો."

આ બોલોથી કેફી ચોંકીને હયરતથી બોલ્યો, "ફીલ્લી આજે તુંને થયુંછ શું ? તું ગાંડા જેવી કેમ વાત કરેછ ?"

"હું ગાંડી છેઉ; દિવાની છેઉં, તો તમે મારી પાસે શું કામ આયા ? તમુંને કોણે બોલાવ્યા ? ચાલી જાવ, દૂર થાવ મારી સાબેથી," એટલું બોલી પોતેજ ત્યાંથી ચાલી જઇ એક ખુણાના બેન્ચ પર બેસી તે પર પોતાના જમના હાથની કોણી મુકી માથું નાંખી ડુસ્કે ડુસ્કે રડવા લાગી. કેફી એક અફસોસનો દમ ખેંચી રૂમાલ વડે કપાળ પરનો પરસેવો લુંછતો તેણીની પાસે ગોઠવાઇ રૂમાલવાળા જમના હાથે તેણીનું સર પસવારતો આસ્તેથી બોલ્યો. "ફીલ્લી મારા જાન મારાથી એટલી થકીલી ના થા હું સમજ્યો તારી મતલબ તે દહાડેનું મારૂં ઝીણી સાથનું વર્તન તુંને બુરૂં લાગું હોશે ! પણ મારો ખુદા સાહેદ છે કે તે વખતે હું તેણી માથે ફક્ત એક ભઈ......

'ચુપરે નિચ' ફ્રેનીએ ગુસ્સાથી ગરદન ઉંચકતા તેની તરફ જોયું. જેથી કેફીના હાથમાનો રૂમાલ તેણીની ડોકના જટકાથી બેન્ચની પાછળી બાજુએ પડી ગયો. 'હવે તારી જુઠ્ઠી જબાંથી એવો એકબી હરફ સાંભળવાની નથી." એટલું બોલી તેણી છનકાથી ઉઠવા ગઇ; પણ કેફી તેણીની બંન્ને બાજુ પકડી રોકતો બોલ્યો. "ઓ ફ્રેની ! એટલી 'બેવફા' ના થા."

"બેવફા ! ઉંહ તેણી તુચ્છકારથી સવાલ કરતી દમે આગળ વધી. તારા જીવને પુંછ કે બેવફા કોણ છે ? તારા અંતઃકરણને પુંછ કે બેવફા કોણ છે ? બેવફા તો તું છે. આય દુનિયા બેવફા છે. દુનિયાવાળા બેવફા છે. આય જે તું કહી રહ્યોછ તે બેવફાઇ છે. આય જે તું કરી રહ્યોછ તે બેવફાઇ છે. બેવફાઇ બેવફ ઇ, સારી જેહાંન બેવફા છે. એટલું બોલી

તેણી માથું પકડતી માતાના ઍન્ય આગળ દોડી ગઇ ને ત્યાં એકબી પળ થોભ્યા વગર પોતાની માતા સાથે મોટરમાં ઘેર ગમી ઉપડી ગઇ. આ સઘળો રહાગાત કેકીએજ નહિં; પણ કોઈ બીજા શખ્સેબી બાગની ગીચ ઝાડીઓમાંથી છુપાઇને જોયો હતો.

ફ્રેની મોટરના કાચ ચઢાવતી બોલી "મમા, પહેલાં તમે મારા લગન હોરમઝદ સાથે કરાવવા કહેતાં તાની ?"

"અહ હંઅ, તે શું ?" તેહમીના ગભરાટથી બોલ્યાં કે તુરતજ તેણીએ અધુરા છોડેલા શબ્દો ઉચકીયા. "તો બસ હું તેની ધણીયાણી થવા તૈયાર છેઉ." આ શબ્દોથી તેવણ વધારે ગુંચવાઇ તાજુબીથી બોલ્યાં. "પણ તું તો કેકીને ચાહેછની ?"

"નહિ, હું હોરમઝદનેજ ચાહુંછ; ને જોવ તમે જલદી મારા લગન તેની સાથે નહિં કરાવશો, તો હું પાછી પટકાઈ પડશ.' પરિવર્તન થયલી ફ્રેનીની હાલતની તેહમીના કાંઇપણ અટકળ કરી શકયાં નહિ, તેવણ એમજ વિચારમાં ને વિચારમાં વિચાર કરતા રહયાં.

## પ્રકરણ—૧૫ મું.

મુન લાઇટે વિકટોરીયા ગાર્ડનસમાં થયલું એક પારસી જવાનનું હિચકારૂં ખુન.

મરનાર ધણી ધણીયાણીની લાશ પર નામદાર કોરોનરે ભરેલી જુરી.

ખૂનના આરોપસર કેકી કે. મિસ્રી નામના શખ્સની જારી રહેલી શોધખોળ.

શનીવાર તારીખ ૨૮ મીએ જેલથી છુટેલા મરનાર જહાંગીર જે. જસાવાળાનું કોઈએ તેજ રાતે સાંજે સાતના સુમારે વિકટોરીયા ગારડનસમાં ખુન કર્યું હતું. કે. કે. એમ. નો મોનોગ્રામવાળો રૂમાલ લાશથી કેંક કદમ દુર મળી આવ્યો હતો

પંચની હાજરીમાં ત્યાં આવેલા એક પારસી બાનુએ મરનારને ઓળખી તેણા ઘેરનું એડ્રસ આપ્યું. પોલીસ તુરત લાશને હોસ્પીટલમાં ખસેડી તેના ઘેર પર જુસતજુ ચલાવવા ગઈ હતી. બેહાલ તાપની જ્રમમાં મરનારના ધણીયાણીએ જણાવ્યું હતું કે તેણી ને તેણીના ધણીના છુટવાની ખબર વટીક હતી નહિં રૂમાલ સંબંધી મીસીસ જસાવાળાએ કહ્યું હતું કે તે કેકી મીસ્રી નામના એક જવાનનો હતો જે મી. જસાવાળાના જેલ જવા પછી એક સાચ્ચા સાથી તરીકે તેણી સાથે રહી તેણીનું ભરણ પોશણ કરતો હતો. મજકુર બનાવની સાંજે મામુલી ઝગડાસર તે તેણીનું ઘેર છોડી ગયો હતો. ખાવિંદના ખુનની ખબર સાંભળતાંજ મીસીસ જસાવાળાએ પોતાના મગજ પરનો કાબુ ખોઈ પોતાના હાથની હીરાની વીંટીનો હીરો ગળી આપઘાત કરી ત્યાંજ પોતાની જીંદગીનો અંત આણ્યો હતો.

ઉપલા બનાવથી તેણીના બુઝોર્ગ બીમાર પીદર વાકેફ થતાંજ હાર્ટ ફેલથી ગુજર્યાં હતાં મરનાર મીસ્રીના ધણીયાણી પોતાની બેટીના જુદાઈના ગમમાં તેઓથી પહેલાંજ ગુજરી ચુકેલા હોવા...

આગ્રાથી તરતજનો આવેલો એરચ આય ખતરનાક ખબર વાંચતાંજ ફાટી ગયો; તેણે પુરૂં પેપર વાંચવાની પણ પરવા કીધી નહિને તરતજ અકરાત ગભરાટથી બહાર પડયો.

રસ્તામાં તેહમુરસ્પ એરચને જોતાંજ ખુશ થઈ બોલી ઉઠયો. 'શુક્ર ખુદાના કે તુંને બી ટાઈમસર મોકલી આપ્યો.''

"તેહમુલ તું કેકીની વાત..." "હું કેકી વિષેજ તાર પર તાર કરવા હમણા જતો તો, સમજીયો? હવે તુંને કંઈ ગભરાવાની જરૂર નથી ખરો ખુની કોણ છે ને તે હમણા કાંહ છે તે હું સારી રીતે જાણુંછ. ખુનવાળી

રાતે હું ખુદ ત્યાં હાજર હતો. મેં એક પોરીને કેકી સાથે ઝગડતી ત્યાં જોઇ; હજી તો એક પળ નહી થઇ હોશે, તેવામાં તેણી તો એવી લાલ પીળી થઇ ગેઇ કે તેણીની ગરદનના જટકાથી કેકીના હાથમાનો રૂમાલ બેન્ચની પાછલી બાજુએ પડી ગયો. બાદ પેલી તરતજ ત્યાંથી ચાલી ગેઇ; કે કેકીબી ચાલવા લાગો હું હજી કેકીને રોકવા જાઉં તે પહેલાં મેં જહાંગીરને કોઇ તેના નવા મિત્ર સાથે તે તરફ આવતો જોયો; તેટલાં તો તેની પાછળની ઝાડીમાંથી રીવોલવરની બે ગોળીઓના અવાજ થયા. જે લાગતાંજ તે એક ચીસ સમેત પડીગો તેવોજ તેનો સાથી વંજો માપવા લાગો હુંબી તેની પાછળ પડયો. રોકાયલો દમ છોડી તેહમુલ આગળ વધ્યો. "તે ભરાતો છુપાનો બહાર આવી એક મોટરમાં બેઠો કે તરતજ બીજો શખ્સ કોટ હેટમાં પોતાનું મોહનું છુપાવતો તે કારમાં જઇ બેઠો ગાડી સ્ટાર્ટ થતાં હુંબી પાછળ ચઢી ગયો. બાદ પેલો કેટવાળો દબાયલો દમ છોડતો બોલ્યો. 'મુદ્દતથી મારા દિલમાં સળગતી કિનાની આગ આજે બુઝી, બચ્ચા જહાંગીર ! જોયું શાવકનું ઇન્તેકામ ?'"

એરચ ઉપલા બોલો સાંભળતાજ પગથી માથાં સુધી ચોંકી હયરતથી બોલ્યો. "તારે શું જહાંગીરનું ખૂન તેના દોસ્તના હાથેજ થયું ?"

"હાં, તે કિનાખોરે એક નાચિજ ઔરતને ખાતર, વર્ષોના વહાલા દોસ્તનો કિમતી જાન, બેહિસાબ લીધો. હવે તે બદમાશની ખબર લઇએ. 'શું તમે જાણો છો તે...' તે હમણાં મેજેસ્ટીક હોટલમાં છે, ને તેની નીગરાની વાસ્તે મેં નરીને રોકયોછ." એટલું બોલી તેહમુલ એરચને લઇ ચાલતી ટ્રામે ચઢી ગયો.



## પ્રકરણ—૧૬ મું.

ટ્રામમાંથી મ્યુઝીયમ પર ઉતરતાંજ તેહમુલની નજર તેના દોસ્તની સ્ટાર્ટ થતી મોટર પરપડી, તેવાજ તે બન્ને જણા દોડી જઈ, તે પર ચઢી ગયા. તેઓને જોઈ હાંકનાર આગળી મોટર પર ઇશારો કરતો બોલ્યો. જોયો કે પેલો બદમાશ પેલી બીયુકમાં." તેવોજ તેહમુલ બોલ્યો. "છોર દિકરા નરી !" ઉપલા બોલ સમેત ગાડી શાવકની મોટર નજદીક જઇ પહોંચી જે જોતાંજ તે ચોંકયો. ને તેઓના પંજાથી છટકવા પોતાના

દોસ્તને ગાડી ફુલ ફોર્સથો છોડી મુકવા કહ્યું. આ વખતે નાકાં પર કાંઈ ગરદી જામેલી હોવાથી તેના દોસ્તે સમય સુચકતા વાપરી પોતાની મોટર ખુશરો બાગ સામે આવેલા ગાર્ડન રોડ પર વળાવી; તેવીજ ત્યાંથી નિકળતી એક ખુશાલીના ગીતો ગાતી મોટર સાથે તેની ગાડી સખ્ત ઝપાટાથી અથડાતાંજ, સામી મોટરમાંથી બૈરાંઓની એક દર્દનાક ચીસ નિકળી. તેવાજ તેહમુલ એરચ અને નરી ત્યાં દોડી ગયાં. તે મજકુર મોટરમાં ફેનીની સાસુ તેણીને સાસરે લઇ જતી હતી. ક્રોધની મારી ફેની આજે કેકીનાજ હરિફ હોરમઝદ સાથે અદરઇ હતી; પણ અહીંયા તો રંગમાં ભંગ ને લગનમાં વઘન પડયું હતું. મોટર ટકડાવાથી ફેની બેહોશ થઇ હતી, ને બાકીના બીજા બૈરાંઓબી ઝખ્મી થયાં હતાં અને સેસનો ખુંમચો તો કહાંનો કહાં ઉડી પડયો હતો.

આ ગમખ્વાર બનાવથી એરચની આંખમાં આંસુઓ ભરાઇ આવ્યાં. કારણ કે તે જોઇ રહ્યો હતો કે પોતાનો પ્યારો દોસ્ત કેકટની બદનામીમા ફસી ન જાય અત્યારે શું શું મુશીબતો ઉડાવી રહ્યો હોશે ત્યારે તેનીજ બેવફા મહોરદાર (?) આજે બીજાની થતી હતી. પળભર આતશી એરચે એવું વિચાર્યું કે તેઓના મુરડાં ત્યાંજ પડતાં નાંખી પોતે સટકી જાય. પણ ખુદાનો ડર કરી તેમ નહીં કરતા તેણીને નરીની મદદથી મોટરમાંથી બેહોશ હાલતે બહાર કાઢી, ત્યારે તેણીના પગ પાસે પડેલાં એક ન્યુઝના ફાટેલાં ટુકડાં પર એરચની નજર પડી; જે પર મોટા હરફોમાં, "મરનાર જહાંગીરના ખૂનમાં કેકીનો હાથ..." એટલુંજ છાપેલું નજર પડતું હતું. આ વખતે ત્યાં ગરદી ખૂબ જામી હતી. તેનો લાભ લઈ શાવક લોહીતર હાલતેબી નાસવાની તજવીજ કરતો હતો. તેવોજ તેહમુલ તેનું શર્ટ પકડતો બોલ્યો. "બદમાશ ! કમીના, હવે તું કદીબી કાયદાની ચુંગાલથી બચનાર નથી; કારણ કે આય તારા બાપે તુંને જહાંગીરનું ખૂન કરતો નજરે નજર જોયોછ."

"ધીરો થા મારા દોસ્ત, તારોબી અંત નજદીક આવ્યોછ." શાવકને દાંત કચકચવાવી ગજવામાંથી રીવોલ્વર કાઢતો જોઇ, ત્યાં ઉભેલાં એક પારસી ઇન્સપેકટરે તેનો હાથ પકડી, તે ખુની હથીયાર ઝુટાવતા તેહમુલ તરફ જોઈ સવાલ કર્યો. "શું મી૦ જસાવાળાના ખરાં ખુની એવણુજ છે ?"

"હા સાહેબ, તેહમુલ આગળ વધ્યો. મેં મારી નજરે એણે વિકટોરીયા ગાર્ડનસમાં જહાંગીરની પીઠ પર ગોળી ચલાવતો જોયો." આટલું કહે તે પહેલાંજ શાવકે મોટરના બારણા પર પોતાની મુંડી નાંખી દીધી; જે જોઇ તેઓ ચોંકયા; ને તરતજ સઘળાંને નઝદીકની હોસ્પીટલમાં લઈ ગયા. જ્યાં શાવકને હોશમાં લાવી કેટલાંક સવાલ કર્યા પછી તે ઇન્સપેકટરે અપરાધીના હાથમાંથી છુટવેલી રીવોલ્વર બતાવતા સવાલ કર્યો.

"શું આયજ રીવોલ્વરે જહાંગીરનો જાન લીધોછ?"

"હાં એ એજ ખૂની હથીઆર છે" કમકમાત સાથે આંખો મીંચતા તેણે કહ્યું કે તરતજ બીજો સવાલ થયો. "મરનારનું ખૂન તમે શું મતલબથી કીધું?"

"સાહેબ, સુખાતા ગળે, કીધેલાં કરપીણ કર્મોની યાદ ગણતો, ગળગળા સાદે તે આગળ વધ્યો. એ મારી નાદાની હતી. હું જવાની ને ઇશ્કના જોશમાં હોશથી બેહોશ બની; એક ઔરતને ખાતર, મારા વહાલા દોસ્તનો દુશ્મન થયો. ને તેનો સોનેરી સંસાર સદાનો સંકટી કરવા હું તેની પાછળ પડયો. અને જેલથી છુટતાંજ તેને મારી નાંખવાનો મક્કમ ઠેડાવ કીધો. મારી ગોઠવણ મુજબ, મારા દોસ્ત અદીએ, જહાંગીરને જેલથી છુટતાજ પોતાના ફરેબી ફંદામાં ફસાવ્યો. જે જાણી તે દળદર સાંજે હું ત્યાં ગયો. જહાંગીરને મારા દોસ્તના દાવમાં ફસેલ જોઇ, મોકો પડતાંજ તેના પર મેં ક્રોધમાં આવી ઓ બોદા, એક પછી એક બે ગોળીઓ છોડી. લથડતી જબાને આગળ વધ્યો. બાદ હું અદી...સાથે તેની કારમાં તુરત મેજેસ્ટીક હોટલમાં આવી ભરા...યો આજે જ્યારે હું અઅઅદી સાઅબથેઅ......

"પણ અદી કહાં છે?" અદીને ત્યાં નહીં જોતાં ફીકરમંદીથી સવાલ કર્યો. જેનો જવાબ, એકસીડંન્ટથી ગુજરી ગયો કરી મળ્યો, જે સાંભળતાંજ ખુદા તારી ગેબી લાકડીનો અવાજ નથી. છેલ્લી ઘડીએ એટલા બોલો સાથે તેણે પાપથી ભારી થયલી પોતાની ગરદન છાતી પર નાંખી દીધી ઉપલી જુબાની શાવકે સરકારી ડોકટર અને ઇન્સપેકટર સમક્ષ નોંધાવી, કેકીને માથે લાગેલી બદનામીની કાળી તીલી હંમેશની મિટાવી, આ ફાની દુનિયાથી કુચ કરી ગયો હતો.

આ સમયે એક એકાંત ઓરડામાં કેની, હોસ્પીટલના પલંગ પર પડી

પડી અર્ધ બેહોશ હાલતમાં ડોળા ફાડી, ત્યાંનો રહાગાત નિહાળતી હતી. નિર્બળ તેણીની આંખો, ધીમે ધીમે કોઇની તલાશમાં એમ તેમ ફરતી, ને હોસ્પીટલની સુમસાન દિવાલો સાથે અથડાઇને નિરાશ થઇ પાછી આવતી આ ઘડીએ વરસાદના થતાં ગડગડાત કરતા વિશેષ ગભરાટથી તેણીનું દિલ ગર્જી રહયું હતું. આંસુઓ જાણે ઝરા મિસાલ વહેતા હતાં. હોઠો ઠંડીના લખલખયાની માફક ધ્રુજતા હતાં ને મનથી મનમાં કાંઇ શબ્દો ઉચ્ચારી રહયાં હતા, આ દર્દનાક બનાવથી એરચ તેમજ ડૉક્ટરોબી હેરાન હતાં. બાદ કેટલાંક વારે નતીજા પર પોહચતા એક અંગ્રેજ ડૉક્ટરે એરચને સવાલ કર્યો. "તમુને કોઇ એવો બનાવ યાદ આવેછ, જે તેણીની જીંદગી સાથે ખાસ સંબંધ ધરાવતો હોય? એરચને વિચારમાં વિટળાયલો જોઇ તેણે આગળ વધાર્યું. મને તો એમ લાગેછ કે મજકુર બનાવ પહેલાં તેણીએ ચોંકાવનારી કોઇ માઠી ખબર સાંભળી હોય, જેની અમર બેહોશીમાંબી એના દિમાગ પર ચાલુ રહીછ."

'ચોંકાવનારી ખબર!' એ શબ્દ સાંભળતાંજ એરચના દિલમાંથી એક અજબ જેવી કંપારી પસાર થઇ. તેટલાં તેણે પેલો ન્યુઝનો (ફાટેલો) ટુકડો યાદ આવ્યો જે તેણીના પગ પાસે મોટરમાં પડેલો હતો. આ ખુશાલીના ચિન્હથી ખુશ થઇ, કેકી ને ફ્રેનીના પ્યારની સઘળી વાત એરચે તે ભલા ડૉક્ટરને ટુંકમાં કહી સંભળાવી. જે સાંભળી તે સમજુ અંગ્રેજે સમજાવ્યું, કે જ્યાં સુધી તે છોકરો તેણીને મળી, તેઓ વચ્ચેના સંબંધની આગળી પાછળી યાદ નહિં કરાવશે ત્યાં સુધી તેણી બેહોશજ રહેશે; કારણ કે તેણીના દુઃખનો પાયો બી તે છે, ને સુખનો સાંયો બી તેજ થશે.'

આય અણધારી બાબદોની આપણા અંજાણ કેકીને સુદ્ધી વટીક હતી નહિ. પણ તેની ગેરહાજરી અહિંયા સઘળાંઓને સંતાપમાં નાંખી રહી હતી. ડૉક્ટરના શબ્દો સાંભળી એરચ ખૂબ વિચારમાં પડયો. કારણકે તેનો વહાલો દોસ્ત હમણા કહાં હતો તેની ખૂદ તેને ખબર હતી નહિં; કેટલાંક વારે વિચારથી જાગૃત થઇ, હરએક ન્યુઝ પેપરમાં કેકીને જયાં હોય ત્યાંથી પાછો આવ્વાની વિગત છપાવી, બાદ પોલીસ સ્ટેશન પર જઇ કેકી વિષેની સઘળી નોંધ નોંધાવી.

એવી રીતે તે પુર ઝડપે કેકીની તલાશ ખાધા પીધા વગર કરતો

હતો, જ્યારે તેનો દોસ્ત કલ્યાણીમાં આવેલાં આલિશાન મકાનમાં એક પરી ચ્હેર નાઝનીન સાથે વાતે વળગેલો હતો. તેણી કેકીના માથાં પર પડેલાં ઝખ્મની પટ્ટી બદલતી બોલી. "ઝખ્મ ઘણોખરો રૂજા'વા આયોછ." "હંઅઅઅ! પણ મારા દિલનો ઝખ્મ તો હજુન તાજોજ રહ્યોછ. નિશાસો નાંખતા કેકીએ વધાર્યું જો તે દહાડે તમે મારી લોહી તર લાશ ત્યાંજ પડવા દેતે, તો આજે ફરી આ ય દિલને તે દિનનો ગમ નહિં થતે; બાનું તમે મારો જાન ફોકટનો બચાવ્યો. મારૂં જીવવું દુનિયાને કશો ફાયદો પોંહચાડી શકતું નથી."

'ભલે તમારૂં જીવવું દુનિયાને કશો ફાયદો પોંહચાડી શકતું નહિં હોય, પણ મને તો પોંહચાડીયોછ. તમારી જાને મારી જાન બચાવી, મને એક અજીમ ગુન્હાની ગારમાં ગબડતી અટકાવી, જો ગેઇ રાતે તમે મારી મોટર સાથે નહિં અથડાતે, તો આજે હુંબી હૈયાત નહિં હોતે.' જે સાંભળતાંજ કેકીએ હયરતથી સવાલ કર્યો. 'કારણ?'

'પ્રેમ. પ્રેમ નિરાશાથી પાગલ બનેલી પ્રેમીકાએ આગળ વધાર્યું મારૂં મન, મારૂં દિલ, મારૂં હ્રદય ફક્ત એકજ ધણીને ચાહતું હતું. જેણે મારી નસિબની નાવ પ્યારના બેકિનાર દરિયામાં છોડી; પાછી કીનારે લાવવા કહ્યું હતું; પણ તેમ તેણે નહિં કીધું. બસ તેજ દહાડેથી હું જીવવાની આશા છોડી, મરણની શોધમા પડી. મોકો હાથ આવતાંજ ગેઇ રાતે આપઘાત કરવાના ઠેરાવથી હું મોટર લઇ બેફામીમાં બહાર પડી. પણ શુક્ર ખુદા; કે તે વખતે મેં મારી કાર પર પુરો કાબુ રાખી, તમુને બચાવ્યાં, નહિં તો મારે માથે તમારી જાનનો બીજો બોજ પડતે.

આ બેવફાઇના નમુના પરથી કેકીના દિલમાં ફેની તરફથી ખુટેલું બેવફાઇનું બાણ પાછું ખુંચવા લાગ્યું; પાછો તેણે તે સાંજનો દેખાવ નજર સાંબે ભમવા લાગો કે જે વખતે ફેની એને 'બેવફા' ઠેરવી ચાલી ગઇ હતી, ત્યારે કેકી બેભાનીમાં બાયખલાથી બોરીબંદર જતી ટ્રેનમાં બેસવાને બદલે, કલ્યાણ જતી ટ્રેનમાં બેસી બેહોશ હાલતે કલ્યાણ આવી તેણીની મોટર સાથે ટકરાયો હતો; તેમ હમણા હોશથી બેહોશ થઇ વિચારોના વમળ સાથે અથડાતો હતો.

બીજી સવારે કેકીની નજર ન્યુસપેપરમાં છપાયલા એરચ તરફના લખાણ પર પડી; તેવોજ તે જવા નિકળ્યો. પણ તેણીએ તેને એકલો નહીં જવા

દેતા, પોતે પોતાની કારમાં લઈ ગયા ગભરાયલાં કેકીની નજર સામે પેપરના અક્ષરો ભમ્યાં કરતા હતા; કે કેકી તું જ્યાં હોય ત્યાંથી જલ્દી આવ. ફ્રેની તારે લીધે મોતની માંદગીમાં બેફામ પડીછ...' જેવી મોટર હોસ્પીટલના કમ્પાઉન્ડમાં દાખલ થઇ તેવોજ કેકીએ એરચને બહાર ઉભેલો જોઈ ગભરાટથી સવાલ કર્યો "શું વાત છે એરચ!' હજી તો તે કાંઈ કહેવા જાય તે પહેલાંજ કેકી સાથે આવનાર તાજ્જુબી ને ખુશીથી ફક્ત ત્રણ શબ્દો બોલી ઉઠી 'એરચ' 'કોણ...તું' એટલું બોલી વર્ષોથી છુટાં પડેલાં બન્ને પ્રેમીઓ એક બીજાને વળગી પડયાં. પોતાના માય બાવાને કદાચ તજવા પડે એવા ધખારાથી એરચે આય માલદાર મ્હોરદારને તજી હતી. પણ તેણીના પવિત્ર પ્યારે, પાછી પોતાના પ્યરાથી મેળવી હતી. આય ન ધાર્યા 'મેળાપ'થી તેઓ ખુશ થતાં ફ્રેનીવાળા વોર્ડમાં ગયાં. આ વખતે તેણી બેહોશીમાં લવારો બકારો કરતી હતી જે જોઇ કેકીની પળભર પહેલાં આવેલી ખુશાલી ઉડી ગઈ. તે તુરતજ તેણી આગળ દોડી જઈ ગભરાટથી બોલ્યો. 'ફ્રેની, શીરીં!"

"ખુની! ખુની? ખુની." દિવાનાની અદાથી ફ્રેનીને બોલતી જોઇ, કેકી તુરત તેણીને રોકતો બોલ્યો. 'નહિં, નહિં. હું ખુની નથી." આ શબ્દો સાંભળતાંજ તેણી રોકાઇ ગઇ; ને કાંઈ યાદ આવતું હોય, એવી ઢબથી ખડખડાત હસી પડી. એમ હસતા હસતા દમ એકદમ ગુંગળાઇ જવાથી, હાંફતી હાંફતી બેહોશ થઈ, પોતાની કોમળ ડોક કેકીની સાઇડ પર ઝુકાવી દીધી. ઉપરા સાપરી ઉલ્ટ સુલ્ટ બનતા બનાવોથી કેકી બેબાકળો બની, એરચને વળગી પડયો. ડાકટરો અને નર્સોની ધમ ચકડી જોઇ કેકીએ તો તેણીની જીવવાની આશાજ છોડી દીધી હતી. પણ કુદરતની કરામત ઑર છે. વખતમાં તેણીએ હલવે હલવે આંખો ઉઘાડી, હયરત ને ગભરાટથી આંખની કીકીઓ એમ તેમ ફેરવી જોવા લાગી. જ્યાં પોતાની પાસે ઉભેલાં પોતાના પ્યારાને જોયો, ત્યારે રડતી ચશ્મે મીઠાશ ભર્યા મીઠા શબ્દોથી કેકી! કહી તેની ગરદન આસપાસ પોતાના નાજુક કરો વિંટાળી વળગી પડી. જે સાથેજ કેકીને એરચે છુટકારાની સાસ સાથ ખુદાનો આભાર માન્યો.

"કેકી, મેં આજે ઘણો બુરો સ્વપ્નો જોયો—પણ હું હમણા કહાં છઉં? હોસ્પીટલ! એરચ!" "ગભરા ના ફ્રેની. બનાવટ કરતા એરચે વધાર્યું. તું ડરામનો સ્વપ્નો જોવાથી બેહોશ થઇ ગેઇલી ને, તેથી હમે તુંને અહિંયા

લાગા, સમજી." શાંતિની ઠંડી સાંસ સાથે તેણીએ આંખો મીચી દીધી, કે તરતજ કેકી એરચને તેલમુલનો ઉપકાર માનતો બોલ્યો. મારા "દોસ્તો, હું તમારો ઘણોજ ઉપકાર માનુંછ; ખરેજ તમે લોકોએ દોસ્તની દોસ્તીનો સાચ્ચો પાર્ટ ભજવી, દુનિયાને એક સાચ્ચી દોસ્તીનો સબક શીખાડયો." જે સમજી એરચ, કેકીની પીઠ પર હાથ ફેરવતો બોલ્યો. "મારા વહાલા ખુદાવંદે પાક ને આપણા ઉસ્તાદોનો ઉપકાર માન; જેઓએ આપણે આટલી બધી મુસિબતોમાંથીબી સહીસલામત મકસદે મંઝિલ પર પોંહચાડીયાં."

"ખરેજ હું ખુદાવંદે પાકનો ને આપણા ઉસ્તાદોનો લાખ લાખ ઉપકાર માનુછ, ને હર હંમેશ એવીજ દુઆ ગુજારૂછ કે તેઓ આપણી હર એક નેક મુરાદો બર આપે, ને આપણી દોસ્તી સદા સાચ્ચા વ્હાલથી કાયમ રાખે" આમીન.

× × ×

દિવસો પાણીની માફક પસાર થવા લાગા. આ અરસામાં એરચની કલ્યાણીવાળી માશુકાએબી પોતાના માલદાર માતપિતાને ગણદેવીથી મુંબઇ બોલાવી પોતાના પ્યારની સઘળી કેફીયત કહી સંભળાવી જે સાંભળી તેઓબી ઘણા ખુશ થયા.

એક શુભ દિને તે બંન્ને મિત્રોના પોતાની પ્યારી પ્રિયતમાઓ સાથે ઓલબ્લેસ બાગમાં ધુમ ધામથી લગન થયા તે સમયે તેઓના ભલા માલેકબી માન આપવા પધાર્યા હતા, એ ઉપરાંત કેકીનો હરિફ હોરમઝદ બી આ શુભ કાર્યથી ખુશ થઇ ત્યાં હાજર થયો હતો.

પરણ્યા પછી બંન્ને મિત્રો, પોતાના કુટુંબ સહિત ધણીયાણીઓ સાથે એકજ મકાનમાં રહેવા લાગા.

એક સાંજે કેકીને એરચ કામ પરથી ઘેર આવતા હતા, તેટલા એરચના કાન પર બે મધુર મુર્તિઓનો ગાવાનો અવાજ સાંભળાયો, તેવોજ તે બોલ્યો. "બોલ જાની હારમોનિયમ પર કોણ છે ?" "વરી દીલ્લો" "નહિ મ્હારી બીલ્લી." એરચ પોતાનો કક્કો ખરો કરતો બોલ્યો, "તો આવ, હમણાજ ખાત્રી થઈ જશે," એટલું બોલી કેકી એરચને ઉપર લઈ ગયો, હેનીને હારમોનિયમ પર જોઇ એરચ અચરત થતો બોલ્યો. "વાહ ભાઈ! તે કેમ જાણ્યું ?" "પાંચ વરસ પુરા પાંચ વરસ," કેકીનો ફેમસ

બોલ સાંભળી, સઘળાઓ હસી પડયાં બાદ તેઓ ચારે જણાઓ ગાવા લાગાં.

ગીત—ખુશીની બ્હાર છે, પ્રેમની પોબાર છે......બધા સાથે.

તું હૈયાનો હાર છે, જીવનનો આધાર છે......બંન્ને બાનુઓ

બાગનું બુલબુલ તું છે, મોહબ્બતનું ફુલ તું છે...... „ મિત્રો

મનનો તું કરાર છે, દિલનો સિંગાર છે...... „ બાનુઓ

અંતરો.

રાખજે સર્વને ખુશાલ ખુદા, }
હરદમ છે 'ફત્તેહ'ની એહ દુઆં } ફેની.

માંગી મુરાદ પાર છે, શુક્ર તારા પરવર છે........બધાં સાથે



**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૫ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવૃતા
૨૧ રૂપની રાણી
૨૨ છીછાછળીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળતી દયાનત
૨૮ તોખમમાં તકેશરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફોકતનો ફાંકો!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખ્તીના પારાવાર!
૩૫ પ્રેમના પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી.
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુને જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરપીણ કારગો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા!
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાયટ
૫૩ ઠગાઇ કોની સગાઇ?
૫૪ બાપકાબંધ ભરથાર!
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ બે હમાન કોણ–મરદ કે ઓરત!
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કૉમિડી!
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તચની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોજેશ.
૮૦ માયાનો મોહ!
૮૧ "ઓરત કે આફત?"
૮૨ "જોડભાઇની જંજાળ!"
૮૩ 'ચીલ ઝડપ'
૮૪ વફાઇમાં વમલ!
૮૫ ફરે તે ચરે!
૮૬ નાસમજ નાદાન.

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press SURAT & published by Ruttonsha F. Acharia Crawford Market, BOMBAY. 1

નંબર ૮૭ મી આવતી વાર્તા, નામે—

## "પ્રેમનું પરીણામ !"

આવતી તા. ૧ લીએ બહાર પડશે.